ભોળા આત્મા,

તને તે હું શું લખું ? અમુક સંબંધ એવા હોય છે કે જ્યાં માનથી મોટુ કોઇ હોતું નથી. ઓછામાં ઓછા આજે પંદરેક વર્ષ થયાં આપણે એકમેકને ઓળખીએ છીએ. આંખની યાદ એથી આગળની છે.

A

મને મારી હંસાના સ્વપ્નાંની ટેવ નહોતી પડી, ને તને તો, દરેક સુન્દરીની માફક તારે પણ આ અવતારમાં ક્યારેક કોઈક અજબ કે ઉલ્લુ, રઢિયાળા કે રેઢિયાળ વરની અવશ્ય જરૂરત પડશે એટલી સામાન્ય સમજ નહોતી ત્યારે આપણે બેઉ સંગાથે રમતાં, સામસામાં લડતાં, દૂર રહી રડતાં, ને વળી હળીમળી હસતાં ! તું હરિનાં નામનાં ગીતો ગાતી, ને હું એને પેલા પાડોશીના નોકર હરિને લાગુ પાડતો. એ રોજરોજ બનતો બનાવ આજેય આનંદ આપે એટલો રસિક રહયો છે. આહ ! એવું તો એ કાળે ઘણું બધું હતું !

અને તો યે આ મારો તને પહેલો પત્ર છે એમ કોઈને કહીએ તો સાંભળનાર માને ખરૂં ? ઉલટું, આપણને જૂઠ્ઠાબોલાં ગણીને, સાચું બોલવાના ફાયદા વિષે, નાનું શું પ્રવચન ન સંભળાવે તો સારૂં. જેમ બે ભિન્ન જાતિનાં જુવાનને એકલાં જોતાં ઘણાં ઘેડિયાંના નયનતેજને નકામની ઝાંખપ આવી જાય છે તેમ આનું પણ છે. એટલે હું તો કહું છું કે ભલે એમ રહે. સાચું સમજવા માટે સાચું હૃદય જોઈએ છે. જેની પાસે એ નથી તેને આપણે કાંઈ કહેવાનું નથી.

હા; એ વાત સાત સાચી કે આપણા આવા મૌનમાં કંઈક અનુપમ મીઠાશ છૂપાઈ છે. જુદાઈમાં દિવસો, મહિના કે વર્ષો વીત્યાં હોય તોપણ ફરી ઓચિંતાં એકઠાં થઈ જઈએ ત્યારે જાણે કાલે જ

મળ્યાં હોઇએ એવા શાન્ત અને સતત રસથી આપણે વાતોએ વળગી શકીએ છીએ એ ઓછું નથી. આપણા સ્નેહનું ઝરણું સદાં ખળખળ વહે છે એની વારંવાર સાબિતી આપવાની કે મેળવવાની વિધિમાંથી આપણે આમ મુક્ત રહીએ છીએ. સૌથી સારૂં એ છે કે આથી વિખવાદ અને વહેમને પોતાનો વેષ ભજવવાનો પ્રસંગ જ નથી સાંપડતો.

આવું આવું જાણવા છતાં આજે તો તને પત્ર પાઠવ્યા સિવાય નહિ રહેવાય. તું રખે એમ માનતી કે આમ વર્તીને હું ઉપલી, અન્યને ઇર્ષા કરાવે એવી, સ્થિતિને વિદાયગીરી આપવા માગું છું. એવું કશું નથી. જીવનના ઉત્તમ સુખોને વગર વિચારે વેડફી નાખવાની નિર્દયતા હજી મારામાં નથી આવી. પરંતુ એક વાત હું અંતરથી ઇચ્છું છું. મારા જીવનનાટ્યમાં સૌ. લક્ષ્મી પણ એક અનેરૂં પાત્ર હતું એનો હું આથી એકરાર કરી લઉં છું. કેવળ એક આ કારણે, આ પત્ર તને સંબોધ્યો છે અને હૃદયને હોંશ છે કે, વધારે નહિ તો, અ. સૌ. કુમારી જેટલી અમરતા તને અવશ્ય અપાય છે. અહીં એટલું ન ભુલીશ કે આ મારા મનને મનાવવાનો યત્ન છેઃ તારા વિશાળ ઉરમાં વિનિમયની અપેક્ષાનું નામનિશાન નહિ હોય એની મને સંપૂર્ણ શ્રધ્ધા છે.

હમણાં અહીં હંસા આવી ગઇ. જ્યારે જ્યારે મને પત્ર લખતો જૂએ ત્યારે એને એ વાંચવાની ઉર્મિ તુરત થઇ આવે છે. ખરૂં જોતાં આ ટેવ

સારી ન કહેવાય: જો કે સંખ્યાબંધ સ્નેહીઓના અનુભવ જાણ્યા પછી મારે એવા નીવેડા પર આવવું પડ્યું છે કે સ્ત્રીજાત બહુધા એને આવશ્યક સદ્ (અવ ?)ગુણ સમજતી હશે. એ ગમે તે હો. હું તો હંસાને જવલ્લે નમતું આપું છું. પણ આજ તો એ જીતી ગઈ: કહો કે મેં એને જીતવા દીધી. એના માગ્યા આગમચ આ અધૂરો પત્ર મેં તેને સુપ્રત કર્યો. ઉકળતા આનંદથી એ વાંચવા લાગી, અધવચ જરા ગંભીર દેખાઈ ને પત્ર પૂરો કરે એ અગાઉ તો ઠંડી શોકમગ્ન જણાતી હતી ! મેં કારણ પૂછ્યું. આખા પત્ર પરથી એણે એક સવાલ શોધી કાઢ્યો હતો: આમાં શું સમજવું ?

મારૂં લખ્યું મારી હંસા ન સમજે એ જાણી હું ખિન્ન થયો, જરા ગીન્નાયો પણ ખરો. એટલે ઉત્તરમાં મેં કહ્યું: કશું નહિ. સમજી ન શકાય એવી હરકોઈ બાબતને ભયંકર માની લેવી એ ભુલ ઉપરાંત કમઅક્કલ છે.

ને બસ થઈ રહ્યું ! એક ‘ કમઅક્કલ ’ શબ્દથી, મારા કહેવાનો અર્થ કે ભાવાર્થ વિચારવાની તસ્દી લીધા વિના, એ રીસાઈને નાવણિયામાં પૂરાઈ ગઈ છે !

હંસા આમ છેડાય એની સામે મને કશો વાંધો કે વિરોધ નથી. આમાંથી નવરો પડીશ એટલે એને પટાવતાં મને ઝાઝી મુશ્કેલી નહિ નડે. રડી હશે

તો તેનાં આંસુ લુછવામાં મને આનંદ આવશે. હું તો સમજું છું કે સ્ત્રીના શિથળ સ્વભાવની ઉત્તમ કસોટી એના રૂસણામાં છે. રૂસણું જેટલું વધારે વરાળવાળું, તેટલો પ્રેમાગ્નિ વધુ પ્રદિપ્ત સમજી લેવો. વળી એમાંથી જાણવા જેવું પણ કંઇ કંઇ મળે છે. દાખલા તરીકે, હંસાના આ તાજા રૂસણાથી મને એક એવું દ્રષ્ટિબિન્દુ સુઝયું છે કે જે અન્યથા ન સુઝત. એ અત્યારે તને જ લખી નાખું.

ભારેખમ શબ્દોમાં કહીએ તો હંસાનું વર્તન આપણી અસલની આર્ય સ્ત્રીને મળતું છે. દુનિયા રોજને રોજ આગળ ધપે છે એટલું એ સમજે છે; તો યે એનાથી ઉદ્ભવતા ફેરફાર સ્વીકારતાં એ ગભરાય છે. ધોડિયું હીંચકાવતાં કેટલીક ઘરડી ડોશીઓએ એના મગજને સતીત્વનાં એવાં ઉદાહરણ આપ્યાં હશે કે જેથી એને જરૂર એમ થાય કે હું તને—એક પરાઇ પત્નીને—આ પત્ર લખું છું એ એનો એક જાતનો અક્ષમ્ય અપરાધ વહોરી રહયો છું ! વળી એમાં સમજણ ન પડે એ અધિક જુલ્મ !

કદાચ હંસા આટલી જડ નહિ હોય–નથી જ. પણ એટલું ચોક્કસ કે ઉપલા વિચારોને પોષનારા અને પળાવનારાં આ જગતે અનેક છે. નિર્બળ ને દુર્બળ ઘરડાંઓની આ નવરાશની ક્રીડા હશે.

અહી ઘરડાંઓની ખપજોગ વ્યાખ્યા આપી દઉં. વય વધે એમ ઘડપણ પાસે આવે એવી

નિશાની નથી. નવું ઝીલવા નિત્યનવું હૃદય જોઈશે. એ ન હોય તો જરૂર જૂનાની ભક્તિ કર્યા કરવી: પણ પછી નવા પ્રત્યે ફૂંફાડા મારવાનો એવાને અધિકાર નહિ રહે.

લક્ષ્મી, હું કલ્પું છું કે તું અકળાય છે. તો વિષયનું રૂપ ફેરવીએ.

એકદા પ્રભાત, પ્રભાકર ને હું સ્ત્રી અને સૌન્દર્યની ચર્ચા ચલાવતા હતા. અમુક વર્તુળની વાત હતી એટલે કુદરતી રીતે તેમાં તારું નામ નીકળ્યું. પ્રભાત કહે: 'એમાં તો લક્ષ્મી સૌથી સુંદર છે.' પ્રભાકરે શીર નમાવી સંમતિ આપી. તો પણ એને કંઈક ઉમેરવાનું હતું. એ કહે: 'એમ લાગવાનું ખરું કારણ એનું સશક્ત શરીર છે. એટલી શક્તિ જ ગમે તેને સુંદર લગાડવાને બસ છે.' હવે મારો વારો આવ્યો. મને બન્ને સાચા લાગતા હતા. પરંતુ જે કારણે હું તારા તરફ ખેંચાયો છું એ તો તારી ભલમનસાઈ, તારું ભોળપણ છે. એટલે મેં કહ્યું: 'એ સૌથી સુંદર અને સૌથી સશક્ત છે તેનું મૂળ કારણ એ સૌથી ભલી અને સૌથી ભોળી છે.'

વિચારોનું અમારામાં સામ્ય હતું એટલે એકમત થતાં અમને વાર ન લાગી. ત્રિપુટીએ તુરત નક્કી કર્યું કે તું સુંદર અને સશક્ત ઉપરાંત ભલીભોળી પણ છું: અને આ ત્રિવેણીસંગમ જ તને અજોડ બનાવે છે.

જોઈએ કે હાલના જમાનામાં જો કર્નલ અર્જુન શસ્ત્ર ઉપાડવાની ના પાડે અને સામેથી જનરલ કૃષ્ણ તેનું ગળું ઉડાડવાને બદલે ગીતા ગાવા બેસે તો ક્યારના કૌરવ જીતી જાય અને વાદવિવાદ તો પછી જેલની શાન્ત કોટડીમાં કરવાનો રહે. આમ, જે પાત્રોના જીવન પર પેલા લોકોનો આધાર છે એમનાં જ વર્તન, આજે તો અસલથી જુદાં જ હોત એ નિઃસંશય છે અને તો પછી, આ બધાં એમને આંધળી રીતે અનુસરવાને બદલે પોતાની અક્કલને પણ કંઈક લેખામાં લે એ એટલું જ આવશ્યક છે.

ટૂંકમાં, કાળે કરીને જે જે પલટા, શું જીવનમાં કે શું સાહિત્યમાં, આવતા જાય તેને, સન્માનવા નહિ તો, સ્વીકારવા એકેએક શાણા માનવીએ તૈયાર થવું એ એક પ્રકારનો યુગધર્મ છે. જેની રગરગમાં ચેતનનો સંચાર છે, જેનામાં કંઈક કરી નાંખવાની નિરંતર હોંશ છે અને જેની જીંદગીનો સરવાળો વર્ષો વડે નહિ, પણ આશાઅભિલાષની સિદ્ધિ થકી મપાય છે એમનો સૌનો તો આ મુદ્રાલેખ હશે. એ તો જાણે સમજ્યા. પણ પછી ફાવે તેવા સંજોગોથી ડરીને જેનાથી આમ જીવો શકાતું નથી તેને માટે એક ઓછા બોજાવાળો ધર્મ તૈયાર છે. તે એ કે પોતાની અશક્તિને પોકળ દંભના વાઘા ન સજાવવા. જે પોતાથી ન થતું હોય તે કાર્ય અન્ય કોઈ કરતું હોય તો પોતાની ઝેરીલી ઇર્ષ્યાને સંતોખવા ખાતર ઘણાના બે બોલ વાપરી નાંખવા એ માનવતાની

નિશાની નથી. નવું ઝીલવા નિત્યનવું હૃદય જોઈશે. એ ન હોય તો જરૂર જૂનાની ભક્તિ કર્યા કરવી: પણ પછી નવા પ્રત્યે ફૂંફાડા મારવાનો એવાને અધિકાર નહિ રહે.

લક્ષ્મી, હું કલ્પું છું કે તું અકળાય છે. તો વિષયનું રૂપ ફેરવીએ.

એકદા પ્રભાત, પ્રભાકર ને હું સ્ત્રી અને સૌન્દર્યની ચર્ચા ચલાવતા હતા. અમુક વર્તુળની વાત હતી એટલે કુદરતી રીતે તેમાં તારૂં નામ નીકળ્યું. પ્રભાત કહે: 'એમાં તો લક્ષ્મી સૌથી સુંદર છે.' પ્રભાકરે શીર નમાવી સંમતિ આપી. તો પણ એને કંઈક ઉમેરવાનું હતું. એ કહે: 'એમ લાગવાનું ખરૂં કારણ એનું સશક્ત શરીર છે. એટલી શકિત જ ગમે તેને સુંદર લગાડવાને બસ છે.' હવે મારો વારો આવ્યો. મને બન્ને સાચા લાગતા હતા. પરંતુ જે કારણે હું તારા તરફ ખેચાયો છું એ તો તારી ભલમનસાઈ, તારૂં ભોળપણ છે. એટલે મેં કહ્યું: 'એ સૌથી સુંદર અને સૌથી સશકત છે તેનું મૂળ કારણ એ સૌથી ભલી અને સૌથી ભોળી છે.'

વિચારોનું અમારામાં સામ્ય હતું એટલે એકમત થતાં અમને વાર ન લાગી. ત્રિપુટીએ તુરત નક્કી કર્યું કે તું સુંદર અને સશક્ત ઉપરાંત ભલીભોળી પણ છું: અને આ ત્રિવેણીસંગમ જ તને અજોડ બનાવે છે.

આ અમારી અસલત. બાકી મતભેદ આમ પડી શકે. એક એમ કહે કે સુંદર સ્ત્રી ભલી ન હોઈ શકે, બીજો ટેકો આપે કે સશક્ત સુંદરી ભોળી ક્યાંથી હોય; ને ત્રીજો રહ્યો એ ન્યાય તોળે કે, તસ્માત તું નથી સુંદર કે નથી સશક્ત; ને નથી ભલી ભોળી. આવી જેની ત્રિરાશી છે તેની પાસેથી સાચા ઉત્તરની આશા રાખવી વ્યર્થ છે. એ એમના ગજા ઉપરાંતનો દાખલો હશે.

બરાબર આવી દયામણી સ્થિતિ કેટલાક રૂઢિબદ્ધ અને બંધનાપ્રિય વિચારકો, લેખકો ને વિવેચકોમાં તને જણાય તો આશ્ચર્યનું કારણ નથી. રસ, કલા ને નીતિ એક આંગણામાં હળીમળીને જીવી શકે એ એમને મન અસંભવિત છે. આથી જ્યાં રસ જોશે ત્યાં નીતિ નહિ જ હોય એમ અધુરેથી કલ્પી લેશે. પછી નીતિ હોય છે ત્યાં કલા નથી હોતી, એટલે કલા હોય ત્યાં નીત ક્યાંથી જ હોય; એવો અર્થ વગરનો પ્રશ્ન પૂછશે અને આખર રસ, કલા ને નીત, સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ જેટલાં અળગાં છે એવું સનાતન સત્ય શોધી કાઢશે!

પણ કાળેકાળે ધર્મ, તત્વજ્ઞાન. સાહિત્ય, રસ, કલા ને નીતિના ખ્યાલ ઓછેવત્તે અંશે ફરતા જ જવાના એવી ઇતિહાસની સાક્ષી છે, તેનું શું? અર્વાચીન ગુજરાતણ પાંચાલી એકી સપાટે પાંચે પાંડવનું પતિપદ નિભાવી ન શકે એ આજ દેખીતું છે. એને ધર્મ જોઇતો હોય તો યુધિષ્ઠર, રક્ષણની ઇચ્છા હોય તો ભીમ, પ્રવીણતાપર પ્રેમ હોય તો

અર્જુન, ભાવબ્ય જાણવું હોય તો સહદેવ અને સૌન્દર્યની પિપાસા હોય તો નકુલઃ જે જોઇએ તે એક, પણ એ એક જ એનાથી પસંદ થશે.

બીજી બાજુથી નજર નાંખીએ તો સ્થળસ્થળની નીતિની ભાવના પણ એક હોતી નથી. એક અંગત દ્રષ્ટાંતથી સમજવું સુગમ થશે. મુંબાઇ ઇલાકાને દુનિયા ગણીએ. ઉત્તર ધ્રુવ જેવા ભાવનગરમાં હંસા ને હું જોડે જતાં હોઇએ તો થોડાંક નગરજનને ગંભીર ચર્ચાનો વિષય મળે છે. મધ્ય બિન્દુ અમદાવાદમાં એક વેળા સૌ. વનવેલી મહેતાને હું ગુજરાત કોલેજનો જ્યોર્જ હોલ અને લેડીઝ રૂમ—એ તૂટેલો કાંસકો મને બરાબર યાદ છે—વગેરે બતાવતો હતો ત્યારે ટેનીસના બાંકડે બેઠેલા અમુક મિત્રોમાં ક્ષણભર ટીખળની ચીનગારી સળગી હતી. અને ક્યારેક દક્ષિણ ધ્રુવ સમી મુંબાઇ નગરીમાં વનવેલી, હંસા ને હું ફાવે તેમ ફરતાં હોઇશું ત્યારે કોઇને એની તમા નહિ હોય!

આમ કેવળ નીતિની વાત વિચારીએ તો પણ, પહેલાં એ પ્રશ્ન થાય છે કે, કઇ નીતિ અને કઇ અનીતિ; એ નક્કી કોણ કરશે? વળી જેમાં નીતિના અંશ નથી એ અનીતિથી ભરપૂર છે એમ માની લેવાનું શું કારણ? જ્યાં નીતિ નથી ત્યાં અનીતિ ન પણ હોય; ને જ્યાં અનીતિ ન હોય ત્યાં નીતિ ન યે મળેઃ જેમ એક સ્ત્રી સુંદર ન હોય એટલે એ કુરૂપ કહેવાતી નથી; ને જેટલી કુરૂપ ન હોય તેટલી સુંદર લેખાતી નથી.

આથી લગીર આગળ જાઉં. સાહિત્યને નીતિ અનિવાર્ય છે? નીતિ જ્યાં રસ ને કલાનું છેદન કરતી હોય ત્યાં એને વળગી રહેવામાં સાર શું છે? ધર્મ ને તત્વજ્ઞાનનું એ લક્ષ્યબિન્દુ હોય તો ભલે નીતિ ત્યાં સર્વ સત્તા ભોગવે, પણ સાહિત્યને એ કર ભરવાનું કહેવું કઇ રીતે ડહાપણ ભર્યું છે? આજ લગી ધર્મ અને તત્વજ્ઞાને, રસ અને કલાને બને તેટલી ઉંચી છાજલીએ ચડાવીને જ, પોતાના આંક લખ્યા છે. હવે સાહિત્ય નીતિ સામું તેવું જ વર્તન રાખે તો તેને દોષ શાનો દેવાય? વળી કલાકાર કલામુગ્ધ થાય ત્યારે નીતિના ધાર્મિક અને તત્વજ્ઞાની સ્વભાવને રીઝવવા તરફ એનું લક્ષ્ય ન દોરાય એ સંસાર જેટલું સ્વાભાવિક છે. કલાની પ્રેરણા-પછી તે વેદનામય હોય કે વિહારરૂપ હોય—એટલી તો કુદરતી છે કે ત્યાં કશી જ કૃત્રિમતાને પગરવનો પણ અધિકાર નથી. એટલે ફરીફરીને જે એક હકીકત ભુલવા જેવી નથી તે એ છે કે રસ, કલા ને નીતિને કુટુંબમાર્યાં વેરઝેર નથી એથી એ ખુશીથી એકઠાં થઇ અને રહી શકશેઃ અને જ્યાં એકનો અભાવ હોય ત્યાં એથી વિરોધી તત્વને સમાસ છે જ એમ નક્કી કરી નાખવું એ કેવળ કળુષિતનું અરસિક અને કલાહીન પ્રદર્શન ગણાશે.

આથી તને અમુક જણ એવાં મળે કે જેને આ નુતન વલણ ગભરાવીને ગુસ્સે કરી મૂકતું હોય તો તું અસ્વસ્થ ન બનીશ જેને સારૂ આવું સાહિત્ય સરજાતું નથી તેને આ જરાકે ન ગમે ત્યારે તેને

આપણી મોટામાં મોટી ફત્તેહ માનજે. વળી હું તને સંભારી આપું છું કે નવી દુનિયા, નવી માનવતા; નવું સાહિત્ય જેને જેને ઝીલવું ને મ્હાણવું હોય તેને પ્રથમ તો પોતાના હૃદયને ચેતનમય, તેજસ્વી અને મહત્વાકાંક્ષી કરવું પડશે. મસ્તી ને મોજનાં જે આજન્મ દુશ્મન છે એમની વાત તો ન્યારી હશે ને રહેશે

ઠીક; ત્યારે રજા લઉં છું. તું સાંભરે છે એટલે જાણે સ્મરણોની સાંકળમાં સપડતો હોઉં એવું અનુભવાય છે. પેલે વરસ સાબરમતીમાં જબ્બર પૂર આવ્યું, જ્યાં જોઇએ ત્યાં સરિતાની શાન્તિને ઠેકાણે સાગરનો ઘુઘવાટ ગાજતો હતો, લોકોનાં હૈયામાં ભવિષ્યનો ફફડાટ હતો: ને હસા, તું ને હું પૂલ પરથી કુદરતનો કોપ નીહાળતાં હતાં ત્યારે આ જીવનમાં એક એવી ક્ષણ આવેલી કે જ્યારે મને પૃથ્વી પર સ્વર્ગસુખનો સાક્ષાત્કાર થયો હતો.

મિત્રો એને ભલે હસી કાઢે. કાદવ ને લીલ વચ્ચે પવિત્ર કમળનું અને એની યે વચ્ચે પવિત્રત્તર લક્ષ્મીનું અસ્તિત્વ એમના જ્ઞાનની બહાર હશે. પણ હું એ ક્ષણને અહીં ઉતારૂં છું. ત્યારે મેં તને પૂછેલું: 'લક્ષ્મી, પુલ તૂટી પડશે તો?' હસીને તેં ઉત્તર વાળેલો: 'તો સ્વર્ગમાં સાથે જવાશે.'

વાહ! તારૂં હૃદય કવિનું નહિ તો કોનું છે? આ એક વાકય વાસ્તે હું તને અ. સૌ. કુમારી અર્પવા તૈયાર હોઉં પણ વાકયો અનેક છે અને

અ. સૌ. કુમારીનું તો ઠેકાણું નથી! તારામાં ને મારામાં ફેર ફક્ત આટલો જ હશે!

પછી તો હજાર જેટલાં વહાણાં વાયાં. ઉપલું વાક્ય વિસરાઈ જવા આવ્યું હતું એમ કહુંલું તો યે ચાલે. એવામાં તાઃ ૨૦ ડિસેમ્બર ૩૦ની બપોરે કલકત્તાના હાવરા સ્ટેશન પર એક ત્રિપુટી—એક તંત્રી, બીજો ચિત્રકાર, ત્રીજો લેખક—બેઠી હતી. ચિત્રકલેખકની બેલડી શાન્તિનિકેતન જતી હતી અને રખેને ટ્રેન ચૂકી જવાય એ બીકે એમનાથી અઢી કલાક વહેલાં અવાયું હતું! ટિકિટની બારી યે બંધ હતી અને ટ્રંકો પર ગોઠવાઈ ગપાટા હાંકયા સિવાય આરો નહોતો. એવે વખતે તંત્રી કહે: 'એક લેખ લખે, બીજો ચિત્ર ચીતરે, ત્રીજો છાપે ચડાવે!' એ વલણે અખીર વલણુ લીધું અને પરિણામે અ. સૌ. કુમારી પ્રસિધ્ધિ પામ્યું. આજ તારી તરફનું ઋણ કમી કરવાના પ્રયાસમાં તારાથી અજ્ઞાત એવા બે મિત્રોની મોંઘી મદદ મળી છે એટલું હું સાભાર સ્વીકારૂં છું.

બંધ કરૂં છું તો વનવેલી સાંભરે છે. તેં એમને જોયાં છે કે નહિ; તેની મને માહિતી નથી. જરા આખાંબોલાં—એટલે મનમાં લાગે એ મોંએ સુણાવે એવાં—ખરાં. એકદા કહે: 'તમે ઉત્રાડા પાડો એ પાત્રોમાં બધું સાચું શું રાખતા હશો?' કદાચ તારા દિલમાં પણુ આવો પ્રશ્ન ઉદ્ભવે. ભવિષ્યનાં પાત્રો માટે પણુ એ સંભવિત છે. તો અહીં સમસ્ત

ઉત્તર આપી દઉં.

જેટલા જન્મે છે એમાંથી કોઇને મૃત્યુની મરજી નથી હોતી. છતાં મૃત્યું અનિવાર્ય છે એ સૌ જાણે છે. એટલે માનવી અન્ય કોઇ ઉપાયે, મૃત્યુ પછી પણ, બને તેટલું લાંબું આયુષ્ય મેળવવા ચાહે છે. કોઇનું જીવનચરિત લખાય છે, કોઇ જીવનચરિત લખાવે છે, કોઇ જીવનચરિત લખી જાય છે. ત્રણે પ્રકારમાં પ્રધાન પાત્ર, તારામંડળ વચ્ચે ચન્દ્રની જેમ, એટલુ તો ઉજ્જવલ પ્રકાશતું હોય છે કે બાકીના બધાંને એ નિસ્તેજ બનાવી મૂકે છે. મારો આશય જુદો છે. પારકાં રૂણને આંખ આગળ સાચવવા અને એમ કરતાં જીવનના પરમ પ્રસંગોને સંઘરવા અર્થે મેં આ કાર્ય મારે માથે અને હાથે લઇ લીધું છે. તારો એક હક્ક ભુલાઇ જાત તો ખોટું થાત. વનવેલીને એક વેળા જીભની ભૂલે મારાથી તુંકાર થઇ ગએલા તે એના પ્રતિધ્વનિ તરીકે એમની આંખો, નસ્કોરાં વગેરેએ, એમની ઇચ્છા વિરૂધ્ધ રૂદ્રરૂપ ધારણ કરેલું. મિત્રો ને મહેમાનો દેખતાં હંસાને સુદ્ધાં મારે તમેતમે કરવું પડે છે, પણ તને હું ખુશીથી તું કહી શકુ છું. આ જેવુંતેવું નથી.

બસ. બહુ લખ્યું. અ. સૌ. કુમારી દ્વારા આમ આપણને એકકાં ને એકલાં રહેવાનો પ્રસંગ સાંપડે છે એથી હું મને ધન્ય સમજું છું. તારે ય તેમ સમજવું જોઇએ.

ઠગારૂં હૃદય

# અ. સૌ. કુમારી

# અનિવાર્ય નિવારણ

[ પુસ્તકમાં જોડણીની ક્ષમ્ય અશુદ્ધિઓ અનેક છે. એમાં ય અનુસ્વાર અને પૂર્ણવિરામની ફેરબદલીઓ તરત્ર છે. અહીં તો માત્ર મુખ્ય મુખ્ય અશુદ્ધિ સુધારી છે. પણ જે અક્ષમ્ય અશુદ્ધિ—એક પાત્રનું વાક્ય અન્યના મોમાં મૂકવાની—ક્યાંક ક્યાંક થઇ છે તે પહેલી સુધારીએ. ]

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૯ | ૧૭ | વિભુતિ | વત્સલા |
| ૬૮ | ૧૧ | વત્સલા | સુકુમારી |
| ૬૮ | ૧૫ | સુકુમારી | વત્સલા |
| ૮૦ | ૧૬ | વત્સલા, પલ્લવી | સુકુમારી |
| ૧૯૧ | ૩ | વિભુતિ | સુકુમારી |
| | * | * | * |
| ૬૪ | ૪ | જેતું | જેવું |
| ૮૦ | ૩ | શ્રીમાન | છે. શ્રીમાન |
| ૯૭ | ૪ | ટેબલ | જાજમ |
| ૧૧૩ | ૪ | મમતા | મમત |
| ૧૧૮ | ૭ | બસ, | બસ; આ |
| ૧૩૨ | ૨ | તો. કામ | કામ |
| ૧૫૪ | ૧૯ | અને | એમ |
| ૧૬૮ | ૧૬ | ના, | ના; |
| ૧૭૫ | ૪ | સૌ ભાગ્ય | સૌભાગ્ય |
| ૧૯૦ | ૯ | ભુલ | કબુલ |

પાનાઓમાં નં. ૧ થી ૮ છે તેને બદલે ૫થી ૧૨ જોઇએ.

# પાત્રો

સુકુમારી
પલ્લવી
વત્સલા
શ્રીમાન
વિભૂતિ

અંક ૧. ચિત્ર ૧.

સ્થળ : દિવાનખાનું

સમય : રાત, ઑગષ્ટ ૧૭, ૧૯૨૭

[ કાજળ કાળી રાત છે. ધોધમાર વરસાદ પછીનો ઝરમર મેહ વરસે છે. તો યે વાદળના ગડગડાટ ચાલુ છે. વચ્ચે વચ્ચે વીજળી ઝબુકી જાય છે. એનું આહ્લાદ દેતું તેજ ફરી પથરાતા અંધકારને વિશેષ ભયંકર બનાવે છે.

ત્યારે પણ શ્રીમાનના દિવાનખાનામાં નિત્યની શાન્તિ છે, વીજળીની રોશની છે, શગડીની હુંફ છે.

એક જ કોચને છેડેછેડે સુકુમારી અને શ્રીમાન બેઠાં છે. સુકુમારી મુલાયમ મેઘધનુષ સાડીમાં સજ્જ છે, જે એની જાળવી રાખેલી જુવાનીને ઓર ઓપ

આવે છે. શ્રીમાન શેઠિયા જેવા છે. ધોતિયું, કોટ ઉજળાં અને કિંમતી છે, ટોપી સ્વદેશી અને સુંદર છે; પણ ઉંડી આંખો, ખાડાટેકરાળા ગાલ, કરચલિયું કપાળ અને વાળવીંટળાયલા કાન જોડે એનો મેળ મળતો નથી. નીચી નમેલી દૂધિયા મૂછો પણ ઘડપણના પ્રમાણપત્ર જેવી છે. ]

શ્રીમાન

( આંગળીના વેઢ ગણતાં ) એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દસ, અગિયાર, બાર.

સુકુમારી

( નમણી નજરે ) બસ બાર ?—કે તેર ?

શ્રીમાન

( દિવાલમાં જોઇ ) આપણી ઘડિયાળમાં તો બાર વાગ્યા છે. મેં બરાબર ગણ્યા હતા. ખીસ્સામાંથી કાઢી ) અને મારી ઘડિયાળમાં ત્રણ મિનિટ વધુ વાગી છે. તારા કાંડામાં કેટલા છે ?

[ ઉધરસ ખાતા ખાતા શ્રીમાન હસતા હોય છે. ]

સુકુમારી

( ભારે મોંએ ) મારે હજુ હવે બાર વાગશે.

[ શ્રીમાન જોરથી હસે છે. સુકુમારી શાન્ત છે.]

શ્રીમાન

સુકુ, હું આવું આવું બોલું છું તો ય તને હસવું કેમ નથી આવતું ?

સુકુમારી

કેવું કેવું ?

શ્રીમાન

જો; ઘડિયાળમાં બાર વાગે, પણ બાર ઉપર ત્રણ મિનિટ કાંઇ વાગતી હશે ? તો ય હું એવું બોલ્યો ! અને તો ય તને હસવું ન આવ્યું !

સુકુમારી

મને એમ કે તમે કટાક્ષ કરતા હશો. કોઇના બાર વાગે, કોઇના જરા થોડા, કોઇના વળી વધુ.

[ શ્રીમાન પેટ પકડે છે, પણ એટલું બધું હસવું તો એમને ય આવતું નથી. એટલે કૃત્રિમ ખડખડાટ ચલાવે છે. ]

જોયું ? આમાં ય મારું તો મોં મલક્યું નહિં ને તમે તો ધરતી ધ્રુજાવો છો !

[ સુકુમારીના હોઠ પર સ્મિત આવે છે અને ઉડી જાય છે. ]

શ્રીમાન

(હોંશભર) ખાળ ના. હસી લે. માણસે હસવું તો જોઇએ જ. પશુથી એ એટલો જ ચડિયાતો છે. ખરૂં ને, સુકુ?

[ શ્રીમાન વળી હસે છે. ]

સુકુમારી

હશે.

શ્રીમાન

હવે બીજો દાખલો દઉં. મેં તને પૂછયું કે કાંડામાં કેટલા વાગ્યા? અરે! કાંડું તે કાંઇ કહેતું હશે? કાંડું કે કાંડે બાંધેલી ઘડિયાળ?

સુકુમારી

(ઠાવકી થઇ) આવું પૂછો ત્યારે તો મારી વત્સલા હસે. હું શાની હસું? (ગંભીર બની) તમારે મન હું અડધી ઉમ્મરની હોઇશ, પણ આમ તો પચીસ પણ વટી ગઇ છું. તમે માનતા હશો, પણ હું બાળક નથી રહી. બાળા, કુમારિકા, મુગ્ધા એ મટી ગઇ છું. તમે મને હથેલીમાં ફૂલ જેમ રમાડો– રમાડ્યા કરો તેથી શું? કુદરત તેનું કામ કર્યા વિના રહેવાની હતી?

[ સુકુમારી ઉત્તરની રાહ જોતી અટકે છે. શ્રીમાનનું હાસ્ય ઓગળી ગયું હોય છે. ]

એટલે મારી તમને વિનંતિ છે કે [illegible] તમારી સુકુને, તમારી સ્ત્રી, પત્ની, [illegible] સહધર્મકર્મચારિણી લેખે સાચવો.

શ્રીમાન

( જેમતેમ ) સાચવું છું ને સાચવીશ. [illegible] મારે એટલું લક્ષ્યમાં લેવાનું છે કે તું [illegible] છું. વીસમી સદીમાં તું જન્મી છું અને [illegible] જીવવાની છું. હું તો ગઈ સદીનો પુરાણો [illegible] વળી બીજવર રહ્યો. જુના વાઘા [illegible] ને નવા પહેરાવાના નહિં. આવી [illegible] મારી ધર્મપત્ની જાણીને પણ મારી [illegible] ફરજ રહે છે કે તને રાજી રાખવા [illegible] બને તેટલું કરવું. સમજી, મારી સુકુ!

[ શ્રીમાન સુકુમારી [illegible] ]

સુકુમારી

( નીચી નજરે ) સમજી.

[ શ્રીમાન સંતોષનો [illegible] પોતાની કઠક હથેળીમાં સુકુમારી[illegible] આંગળાંને રમાડે છે [illegible] ફોડવા લાગે છે. ]

શ્રીમાન

બોલ; બીજું કાંઈ ?

સુકુમારી

મને રમકડું ન માનો.

[ શ્રીમાન ટાચકા ફોડતા બંધ થાય છે. ]

( સહેજ સ્મિતથી ) અને રમકડા જેમ રખડતી પણ ન રાખો.

શ્રીમાન

( ખુબીથી ) નહિતર ?

સુકુમારી

( સહજ ) કદાચ, ક્યાંક, ક્યારેક ખોવાઇ જઇશ.

શ્રીમાન

( ગળે હાથ નાંખી, ચુંબન લઇ ) જા, જા, બાપુડી. તું તો મને જડી છું. જડી વસ્તુ જતી હશે ?

[ સુકુમારી અનુત્તર રહે છે. ]

ઇશ્વર એવું નહિ ઇચ્છે.

સુકુમારી

( લહરથી ) શી સાબિતી ?

શ્રીમાન

( ઉમંગથી ) એણે તો આપી છે.

[ સુકુમારી સાંભળી રહે છે. આગળ સાંભળવા આતુર હોય એવું એની આંખમાં છે. ]

અને એ ગઈ પણ હું રહ્યો. મારી સ્મૃતિમાં એ દેવીની ઝાંખી છાંય પણ નથી. દર્શનની ઝંખનાનું જોર જ્યારે પુષ્કળ જામે છે ત્યારે કેવળ કલ્પનામૂર્તિથી મન મનાવું છું.

[ શ્રીમાનનાં નયન ભીંજાય છે. વાત આગળ ચલાવવા યત્ન કરે છે, પરંતુ નિષ્ફળ નિવડે છે. ]

સુકુમારી

( સહાનુભૂતિથી ) તમે મારાથી કેટલું બધું છૂપાવ્યું છે !

શ્રીમાન

( આંસુ લુછી ) ઇતિહાસ એટલો કરુણ છે કે કહેવાયો નહોતો. એકને બદલે બે આત્માને શાને દુભાવું ?. એથી લાભ શું ?

સુકુમારી

કેમ નહિ ? તેથી હું તમને સારી રીતે–સાચી રીતે ઓળખી શકત. તમને કદિ અન્યાય ન કરત.

### શ્રીમાન

એટલે ?

### સુકુમારી

હું એમ સમજત કે તમારા જીવનમાં જે બેપરવાઇ છે તે કુદરતી નહિ, પણ કેળવેલી છે, તમારા હૃદયની લાગણીઓ કઠોર નહિ, પણ કડવા અનુભવે નઠોર થએલી છે. ટૂંકમાં, તમારામાં મને જે ઓછુંવત્તું જણાતું હોય, તેનું કારણ તમે પોતે નહિ, પણ વિચિત્ર વિધિ છે. આટલું હું જાણતી હોત તો તમારી સામે મારાં તૂત રોજરોજ રજૂ ન કરત, અમસ્થાં લાડ ન લડત.

[ સુકુમારી શ્રીમાનમાં લપાવા લાગે છે. ]

### શ્રીમાન

( વાળ પંપાળી ) સુકુ, મારી, મારી કને તું લાડ નહિ લડે તો બીજું કોણ લડશે ? એમાં શરમાવાતું શું ?

[ સુકુમારી મોં ઉંચું કરે છે. ]

### શ્રીમાન

( હોઠ ચૂમી ) બસ; તું લાડ લડે છે ત્યારે જ અજબ લાડિલી લાગે છે.

[ સુકુમારી શ્રીમાનના હોઠ ચૂમે છે. પછી
તુરત મોં બગાડી— ]

### સુકુમારી

(હોઠ લૂછતી) તમારા વાળ આડા આવે છે.

### શ્રીમાન

(ચપોચપ ચુંબનો લઇ) કેટલે વર્ષે આડા આવ્યા ! વહાલી, પરણ્યા પછી આજે પહેલી વાર તારા અધરમાંથી અમૃત ઝર્યું ! ગમે તેમ હો, પણ આજે તું અત્યંત આકર્ષક બની છું. તારી સમી અદ્ભુત સ્ત્રીને હું દેવની દીધેલી ન માનું તો કોની માનું ? (વિરામ લઇ) વળી, આવી સ્ત્રી જેને ને તેને મારગમાં નથી મળતી, ધન્ય ભાગ્ય અંગે કોઇકને જ જડી આવે છે. (સ્વર ધીરો કરી) પછી જડે એને જાળવતાં આવડવું જોઇએ.

### સુકુમારી

(કાલાં કાઢી) એમ કે ?

### શ્રીમાન

(મૂછમાં હસી) હા; હું તો જાણું છું. (બાથમાં લઇ હળવેકથી) અને જાળવું છું.

[સુકુમારી છૂટી થઇ સાડીની કરચલીઓ
ભાંગવા લાગે છે. ]

સુકુમારી

(મોં ચડાવતી) તમને તો કશાની કાંઇ કિંમત જ નથી.

શ્રીમાન

(દમામથી) છે, છે. (લટકો કરી) તારી સ્નેહભીની હુંફની કિંમત આવી એક સાડી હોય તો હજ્જારો સાડીઓ વસાવવા શ્રીમાન સેવક......

સુકુમારી

(આશ્ચર્યની આંખે) મેં એવું ક્યારે કહ્યું ? તમે પણ આજના માછીમારની માફક ઉપર પડતા નારીપૂજક દેખાઓ છો !

શ્રીમાન

(વાત ફેરવી) પણ સુકુમારી, એ ફિલ્મ ઘણી મજાની. અલમસ્ત માછીમાર શી છટાથી તરતો હતો ! જાણે જળ ને જમીનમાં કંઇ ફરક જ ન હોય !

સુકુમારી

હા; સાચું કહ્યું. ઉધમાતિયો પણ જબરો. કેટલી સરસ રીતે તેણે પેલી છોકરીને ઉગારી લીધી ? એ ન હોત તો બિચારી છોકરી જરૂર ડૂબી જાત...

શ્રીમાન

અને જગતમાંથી એક સુંદરી ઓછી થાત.

સુકુમારી

(હસવું ઢાંકી) તમે એવું સાહસ ખેડો ખરા ?

શ્રીમાન

(ભડકી ઉઠી) ના રે. જીંદગીને એમ જોખમમાં હોમતાં મારો જીવ ન ચાલે.

સુકુમારી

(મીઠાશ પાથરી) એને હું લાભ સમજું છું.

શ્રીમાન

કારણ ?

સુકુમારી

તમારૂં જીવન કંઇ માછીમારના જેવું બીનજવાબદાર કહેવાય ? માછીમારની સ્ત્રીને માછીમાર ડૂબ્યો તો ય શું અને તર્યો તો ય શું ?

શ્રીમાન

(ખુશ થઈ) સમજ્યો, સમજ્યો. પણ તારે તો પછી પંચાત પડે ! વાહ મારી સુકુમારી ! તારામાં દીર્ઘ દૃષ્ટિ છે ખરી !

### સુકુમારી

(નાક ચડાવી) કોનામાં નથી હોતી?

[શ્રીમાન વિચારવા લાગે છે. કાંઇ ન સુજતાં— ]

### શ્રીમાન

તો યે જીવ ન ચાલે એટલા પૂરતું નીચું જોવા જેવું તો ખરૂં.

### સુકુમારી

જરા ય નહિ. આપણે નશીબે એવું તારવું-ડૂબાડવું લખ્યું હોત તો (આમતેમ હાથ કરી) આવાં સુખસાધન શીદ મળત? (ટીખળ ઉમેરી) ને તમારે તો ફિકર કયાં છે? એવા પરાક્રમમાં પડ્યા પહેલાં એક વાર તો તમારે તરતાં શીખવું પડશે!

### શ્રીમાન

બાપુ, બસ કર. તને તો જે તે વાતમાંથી માત્ર મશ્કરી જ જડવાની.

### સુકુમારી

(ડાહી બની) વારૂ. હવે હું એવું નહિ કરૂં; પણ તમારો આખો ઇતિહાસ કહો. તમે એ અધૂરો

મૂક્યો ત્યારની મારામાં એ પૂરો જાણવાની જિજ્ઞાસા જન્મી છે, કહો કે મને તેની તાલાવેલી લાગી છે. મારા મગજમાં કંઇ કંઇ કલ્પનાઓ આવે છે. કઇ ખરી અને કઇ ખોટી; એ તો સાંભળ્યે ખબર.

શ્રીમાન

સુકુ, ક્યારેક કહીશ. તારાથી મારે વધુ શું છે? પણ અત્યારે આગ્રહ ન કરીશ. આજે સુખે સૂવું છે.

સુકુમારી

તે સૂઇશું. એમાં શું?

[ શ્રીમાનના મોં પર મુંઝવણ છવાય છે. ]

સુકુમારી

તમે અકળાઓ છો કાં?

શ્રીમાન

( ઘડિયાળનો આશરો શોધી ) હમણાં સાડા બાર થશે. તને ઉંઘ નથી આવતી?

સુકુમારી

ના.

શ્રીમાન

પણ મને આવે છે.

### સુકુમારી

( કરડાઇથી ) ત્યારે એમ કહી દો કે કશી વાત કરવી નથી. નકામાં બહાનાં શું કાઢો છો ?

### શ્રીમાન

તારી ભૂલ થાય છે, સુકુ. હું તને શબ્દે શબ્દ જણાવવા ઇચ્છું છું. એને માટે, દિવસો નહિ તો, કલાકો જોઇએ; જે અત્યારે આપણી કને નથી.

[ સુકુમારી શ્રીમાન સામું તાકી રહે છે. ]

તો ય તારી હઠ હોય તો બે-ચાર અક્ષરમાં પતાવી દઉં. એમ તો આખાં રામાયણ અને મહાભારત પણ ચાર-છ લીટીમાં લખાયાં છે ને ? પણ એનું નામ શબ્દગમ્મત કહેવાય. સંતોષ પામીએ એવો સાર એમાંથી ક્યાંથી નીકળે ?

[ સુકુમારીને વાત સાચી લાગે છે. તો યે નમતું આપવા મન નથી માનતું. એવામાં ઘંટડી વાગે છે ]

### સુકુમારી

( ઠીક થતી ) અત્યારે કોણ હશે ?

### શ્રીમાન

( જોરથી ) કોણ છે ? કલ્યાણ !

[ શ્રીમાન ઉભા થઇ બારણું ઉઘાડી, બહાર જૂએ છે. ]

( આજુબાજુ જોઈ ) ઘંટડી કોણે વગાડી ?

[ એક અજાણ્યો આદમી આગળ આવે છે. એના અંગમાં ફુલ્તરી છે. એની બગલમાં એક પોટકી છે. ]

વિભૂતિ

( મુજ દાબી દઇ ) એ તો હું. તમે મને ક્યાંથી ઓળખો ? પણ આપને તો આખું શહેર ઓળખે છે અને હું યે એક શહેરી છું.

[ દિદાર ભિખારીના, પણ લક્ષણ સુજનનાં હોય એવું વર્તાઇ આવે છે. ]

શ્રીમાન

( અંદર આવતાં ) આવ, તું યે અંદર આવ. સુકુમારી, કોઈક સજ્જન અત્યારે આપણે ત્યાં પધાર્યા છે.

[ ત્રાંસી આંખે સુકુમારી વિભૂતિ સામું જૂએ છે અને પછી શ્રીમાન સામી ભમ્મર ચડાવે છે.

શ્રીમાન વિભૂતિ સામે જોતા હોય છે. ]

ભાઇ, તારૂં નામ? શું કામ કરે છે? અત્યારે અહીં ક્યાંથી? મને જરા વિચિત્ર લાગે છે.

સુકુમારી

અને મને વહેમ આવે છે.

વિભૂતિ

બાઇ સાહેબ! એ શું બોલ્યાં?

શ્રીમાન

સુકુ, એને બોલવા દે. (વિભૂતિને) બેસીને વાત કર. કહે; તારે શું કહેવાનું છે? ઈશ્વર માથે રાખજે.

વિભૂતિ

સાહેબ, બાઇ સાહેબ, આપનાં આંગણાંમાં ઈશ્વર જેટલો અનુકૂળ છે એટલો બીજે બધે નથી.

સુકુમારી

એટલે?

શ્રીમાન

હંઅ; એટલે?

વિભૂતિ

કુદરતે કોપ કર્યો છે. આજ સાંજ સુધી જે

નદીમાં ચાલીને બીજી પાર જવાતું ત્યાં અત્યારે સાગર ગર્જે છે ! ગામડાંનાં ગામડાં તણાયાં હોય તેમ ખાટલા, ઘાણી, ઢોર, અરે ! માણસનાં માણસ તેમાં તરતાં, ઉછળતાં, અથડાતાં આવે છે અને ક્યાંનાં ક્યાં ચાલ્યાં જાય છે ! આપણને ઉજાણી કરી દેખાડતી આપણી ઘોઘણો યે ધસડાઇ છે. કોઇ માતાનું બાળક, તો કોઇ બાળકની માતા ઝડપાઇ જતાં, પાછળ રહેનારે પણ પ્રાણ હોમ્યા છે ! સંધ્યા સમે મારી સગી આંખે મેં આ બધું જોયું છે. ત્યારે પણ આપણા શહેર ઉપર શાન્તિ હતી, પણ એ પર્વતની શાન્તિ. લગભગ સવા દસ–સાડા દસને સુમારે જેમ પર્વતમાંથી જ્વાલામુખી ભભુકે તેમ, જ્યાં પાંદડું પણ હાલતું નહોતું ત્યાં એટલા તો પવનના સુસવાટા ફેંકાવા લાગ્યા કે વૃક્ષોનાં વૃક્ષો જમીનદોસ્ત થઇ ગયાં ! કેટલાંક મકાનનાં છાપરાં યે ઉડ્યાં ! આટલું અધુરૂં હોય તેમ વળી વરસાદ તૂટી પડ્યો ! એ વરસાદ નહોતો, જબ્બર જળધોધ હતો ! એક-બે ઘરડાં બીકનાં માર્યાં ફાટી પણ પડ્યાં ! બીજાં વાત કરે છે કે એમની જીંદગીમાં આવાં પ્રલયનાં પૂર નહોતાં દીઠાં !

[ સુકુમારી અને શ્રીમાન સ્તબ્ધ બની સામસામું જોયે જાય છે. વિભૂતિ એ જુએ છે. ]

**શ્રીમાન**

સુકુમારી, ઇશ્વરને ક્રૂર કહીશું કે કૃપાળુ ?

વિભૂતિ

( સુકુમારીને ) કૃપાળુ કહેજો.

સુકુમારી

કેમ ?

વિભૂતિ

કારણ પરમેશ તો કૃપાની મૂર્તિ છે. માનવીના દરેક દોષ એ નિભાવ્યે જાય છે, પણ જ્યારે લોક એનું અસ્તિત્વ ભૂલવા લાગે છે ત્યારે એની કૃપાની કોમલતાનું ભાન કરાવવા એ ઘડીભર ક્રૂરતાના વેષ ઓઢે છે. એટલું આવશ્યક છે.

શ્રીમાન

બરાબર, બરાબર.

વિભૂતિ

બાપુ, જ્યારે સર્વત્ર કાળો કેર વર્ત્યો છે અને શેશનાગ પોતાની પંચમી ઉજવતા હોય તેમ કારમું નૃત્ય કરે છે અને પૃથ્વીને ડોલમડોલ નચવે છે ત્યારે પણ આપને ત્યાં ઇશ્વરના આશીષ છે. અત્યારે એ સૌનો નહિ તો કોકનો તો છે જ.

સુકુમારી

( શાન્તિથી ) બરાબર.

વિભૂતિ

( હોંશમાં આવી ) અને મારો પણ છે.

શ્રીમાન

કઈ રીતે ?

વિભૂતિ

મેં તમને કહ્યું તેમ વાયુ અને વર્ષા અંગે મોટમોટાં મકાનો કડડભુસ થઈ ભોંય ભેગાં થયાં છે ! પછી મારી ઝુંપડીની તે શી વિસાત ?

સુકુમારી

( આતુરતાથી ) તેનું શું થયું ?

વિભૂતિ

બીજું શું થાય ? માટી માટીમાં મળી ગઇ હશે !

શ્રીમાન

( એકદમ ) અને ?

વિભૂતિ

( શ્વાસ ખાઇ ) હું આપની આગળ છું. ઝુંપડી ધ્રુજવા લાગી એટલે હું ( છાતી પર આંગળાં અડાડી ) મારો દેહ અને ( પોટકી દેખાડી ) મારો આત્મા લઇ નીકળી પડયો. સાગરના પ્રચંડ તુફાન વચ્ચે દીવાદાંડી જેવી આ મકાનની બત્તી દીઠી અને એને આશરે ચાલ્યો આવ્યો. ( પ્રણામ કરી ) આજની રાતનો ઉતારો માગું છું. આપશો ?

[ શ્રીમાન સુકુમારી સામું જૂએ છે. સુકુમારી વિભૂતિ સામું જોતી હોય છે. ]

સુકુમારી

તારૂં નામ ?

વિભૂતિ

મારૂં નામ જાણવા જેવું નથી.

શ્રીમાન

ભલા માણુસ, નામમાં આનાકાની ?

[ વિભૂતિના મનમાં ગડમથલ થાય છે. ]

સુકુમારી

તારૂં ગામ ?

વિભૂતિ

બ્હેન, વર્ષો થયાં હું અહીંનો અહીં છું.

શ્રીમાન.

સુકુ, એને વધુ ન પૂછ. હું જોઉં છું કે એથી એનો આત્મા દુભાય છે.

[ વિભૂતિ પોટકીને હૃદય સરસી દાબે છે. ]

ખુશીથી, ભાઇ, રહેવું હોય એટલું રોકાજે. કેમ; સુકુ ?

સુકુમારી

હા.

[ વિભૂતિ સુકુમારી સામું શીર નમાવે છે. ]

( આછું હસી ) પણ આજે નહિ તો આવતી કાલે નામ કહેવું જોઇશે.

શ્રીમાન

કલ્યાણ ! કેવી ઉંઘ ? કેટલા સાદ માર્યા ? તું શું પગીપણું કરવાનો ?

[ કલ્યાણ સાંભળી રહે છે. ]

જા; મહેમાનના ઓરડામાં ભાઇની પથારી પાથર.

વિભૂતિ

( દીન બની ) ના, ના, બાપુ. પથારીમાં મને ઉંઘ નહિ આવે. મને ધરતીને ખોળે પોઢવાની ટેવ છે.

શ્રીમાન

એ તે કાંઇ ચાલે ?

વિભૂતિ

( આગ્રહથી ) જરૂર ચાલે. કલ્યાણને કહો કે મને ઓરડો દેખાડે.

શ્રીમાન

પણ પથારી વગર ?

સુકુમારી

( કટાક્ષ કરતી, શ્રીમાનને ) તમે એનુ દિલ ન દુભાવો.

શ્રીમાન

કહેશો. પછી ?

[ સુકુમારી કાંઈ કહેતી નથી.

શ્રીમાન બાર-

ણા આગળ જઈ બુમ પાડે છે. ]

પગી ! કલ્યાણ ! પગી !

વિભૂતિ

અને બ્હેન, ( પોટકી દઈ ) આ તમે રાખો.

સુકુમારી

( આમતેમ હાથ ફેરવી ) એમાં શું છે ?

વિભૂતિ

મારો પ્રાણ.

[ સુકુમારી સ્હેજ ભડકે છે. આંખો ચો-

ળતો કલ્યાણ આવે છે. ]

તારણહાર બ્હેન, ભડકો નહિ. હું ભયંકર નથી. હું એટલું કહેતો હતો કે એ જશે તો બીજી જ પળે મારો પ્રાણ જશે.

સુકુમારી

( હસતી જતી ) તો નહિ જવા દઉં.

શ્રીમાન

કલ્યાણ ! કેવી ઉંઘ ? કેટલા સાદ માર્યા ? તું શું પગીપણું કરવાનો ?

[ કલ્યાણ સાંભળી રહે છે. ]

જા; મહેમાનના ઓરડામાં ભાઇની પથારી પાથર.

વિભૂતિ

( દીન બની ) ના, ના, બાપુ. પથારીમાં મને ઉંઘ નહિ આવે. મને ધરતીને ખોળે પોઢવાની ટેવ છે.

શ્રીમાન

એ તે કાંઇ ચાલે ?

વિભૂતિ

( આગ્રહથી ) જરૂર ચાલે. કલ્યાણને કહો કે મને ઓરડો દેખાડે.

શ્રીમાન

પણ પથારી વગર ?

સુકુમારી

( કટાક્ષ કરતી, શ્રીમાનને ) તમે એનું દિલ ન દુભાવો.

શ્રીમાન

વારૂ. જા, કલ્યાણ. જાઓ, ભાઇ, જય જગદીશ.

[ વિભૂતિ અને કલ્યાણ જાય છે. ]

(બારણું બંધ કરી ) વહાલી સુકુ, આજે ખરા સુખે સૂઇશું.

સુકુમારી

( પોટકી ઉછાળતી, ઝીલતી ) ચાલો.

સ્થળ : અતિથિગૃહ

સમય : પ્રભાત, ૧૮ ઑગષ્ટ ૧૯૨૭

[ અજવાળું ઉગતું જાય છે, પરંતુ હજુ સાચી સવાર નથી પડી. સૂરજ ક્ષિતિજના ગર્ભમાં છે.

વિભૂતિ આમતેમ લટાર લેતો જણાય છે. એની આંખોમાં ઉજાગરાનો ભાર છે.

પરસાળથી જરા દૂર નાજુક સુંદર બગીચો છે. એનાં લીમડાની જાડી ડાળે હીંચકો બાંધેલો છે. તે તરફ નજર જતાં—]

વિભૂતિ

ઘર એ ઘર અને પર એ પર !

[ વિભૂતિ ત્યાં જાય છે અને દોરડું હલાવતો ઉભો રહે છે. ]

કેવું સુખ છે ? સવારની પહોરમાં આની પર ઝુલવાનું હોય કોઇ ઝુલાવનાર હોય, તો આખો દિવસ તો શું પણ પૂરી રાત્રિ યે અખૂટ આનંદમાં જાય ! હોય છે તેને કદર નથી હોતી, નથી હોતું તે ઝંખ્યા કરે છે ! સંસાર કેટલો અન્યાયી છે ?

[ નાના નાના છોડ પર ખીલેલાં પુષ્પો
જોતાં એનું દિલ બ્હેકે છે. ]

પુષ્પો ખીલ્યાં છે, પણ એનો પરાગ પૂજનાર કોઇ નથી ! લાવ; હું પૂજું.

[ નીચો નમી બેચાર ફૂલ સુંઘે છે અને
ચૂંટે છે, ચૂંટતી વેળા કેટલાંક કરમાએલાં
ફૂલ એની આંખ આડાં આવે છે અને
એ આગળ ચૂંટતો અટકી જાય છે.

કાલે જે ફાલ્યાંફૂલ્યાં હશે તે આજે ધૂળમાં રગદોળાય છે !

[ વિભૂતિના હાથમાંથી ફૂલો ખરી પડે છે.
એનું ભાન આવતાં એ વીણવા વાસ્તે
વળી નીચો વળે છે.

ખરાખર
આ ક્ષણે પાછળથી, હીંચકા ભણી ઉંધું
ઘાલી દોડતી, વત્સલા આવે છે. લગભગ
બારથી તેર વર્ષની આ બાળામાં હરિણીની
ચપળતા અને વછેરીનો થનગનાટ છે.

વિભૂતિને દેખતાં
એ ખંચકાય છે. એને જોતાં વિભૂતિ
તો બે ડગલાં પાછો હઠી જાય છે અને
જરાતરા બેબાકળો બન્યો હોય એમ
એનું મોં કહે છે. ]

વત્સલા

તમે મહેમાન હશો.

વિભૂતિ

( હિંમત એકઠી કરી) હા...આ...હા.

વત્સલા

કઇ ગાડીમાં આવ્યા? કાલે રાતે કે આજે અત્યારે?

વિભૂતિ

રાતે.

[ વિભૂતિના હાથમાંનાં ફૂલ સહેજસાજ ચોળાતાં હોય છે.

વત્સલા હીંચકે બેસી જોરથી ઝૂલવા લાગે છે. ]

વત્સલા

તમને આમ ઝૂલવાનો શોખ ખરો?

વિભૂતિ

ના, ના.

વત્સલા

તો તો ઠીક. નહિતર મારે તમને પહેલા બેસવા દેવાં જોઇએ. એમ જ ને?

વિભૂતિ

ના, હું મહેમાન કહેવાઉં મને એ ન શોભે.

વત્સલા

(ભારથી) હવે બધું શોભે. ખોટા મોભામાં જ માણસ મરાય છે. મજા તો મળે ત્યાંથી મેળવવી. મારી સુકુબહેન મને રોજ આ શીખામણ આપે છે.

[ વત્સલા ઝુલતી જાય છે. વિભૂતિને એના સુખની ઇર્ષ્યા આવે છે. ]

હું કહું છું એ તમને સાચું લાગે છે?

[ વિભૂતિ મૌન સેવે છે. ]

ન લાગતું હોય તો તેને પૂછી જોજો. ફક્ત બે ઘડીમાં એ તમારે ગળે ઉતારી દેશે. તમે એને મળ્યા કે?

વિભૂતિ

હા. તમારે એ શું થાય?

વત્સલા

( લિજ્જતથી ) થાય શું? સગી મા.

[ વત્સલા હસે છે. વિભૂતિ ડઘાય છે. એ ઢાંકવા—]

વિભૂતિ

હું ધારતો જ હતો.

વત્સલા

(ઉત્સાહથી) શાથી ?

વિભૂતિ

(મીઠાશથી) ઓળખાઇ આવો છો ! એક જ ચ્હેરો, એક જ ઘાટ, એક જ રંગ ! જાણે નાના શાં સુકુમારી !

વત્સલા

(હીંચકો ધીરો પાડી) ખરૂં, બધાં જ મને એમ કહે છે. કોઇ નવું બેસવા આવ્યું અને મને દીઠી કે એ વાત નીકળવાની ! અરે ! કેટલાંક ઓછાં ઓળખીતાં જો એકલું મોં જુએ તો બાપડાં થાપ ખાઇ જાય ! કેવી મજા ?

વિભૂતિ

(અડધું અજાણતાં) વાહ ! અચ્છી મજા

[ વત્સલામાં ઉલ્લાસ આવે છે. વિભૂતિ જોડે વધુ વાતોએ વળગવાનું એને મન થાય છે ]

વત્સલા

પણ...હં અ...ભાઇ, મારૂં નામ વત્સલા.

વિભૂતિ

હું જાણું છું.

વત્સલા

ત્યારે તમારૂં ?

વિભૂતિ

વિભૂતિ.

વત્સલા

હું અ...હવે વિભૂતિભાઇ, બરાબર વાતો જામશે. નામ જાણ્યા સિવાય ચેન નહોતું પડતું.

વિભૂતિ

(ટીખળથી) તો પહેલેથી પુછવું હતું.

વત્સલા

(સાદી તોછડાઇથી) એ તો જાણે સમજ્યા.

[ જરા વાર મૌન ચાલે છે. વત્સલાને એ નથી ગોઠતું. જાણે ઉંડા ચિંતનમાં પડયો હોય એવો વિભૂતિ ગમગીન દેખાય છે. ]

તમને માઠું લાગ્યું ?

વિભૂતિ

ના, મને બીક છે કે તમને માઠું લાગ્યું.

વત્સલા

(હસી જઇ) જાઓ રે જાઓ, વિભુતિભાઇ ! કારણ વિના કોઇ માઠું લગાડતું હશે ?

[ વિભૂતિની ગમગીની અદશ્ય થાય છે. ]

હવે હું બીજી બધી બાબત એક સામટી પુછું કે ?

વિભૂતિ

ખુશીથી.

[ શું શું પ્રશ્નો પૂછવા એની વત્સલાના મનમાં ભાંજગડ થાય છે. શું શું પૂછાશે એની સમજ ન પડતાં વિભૂતિ પણ થોડોઘણો ગુંચવાય છે. ]

**વત્સલા**

(મોં ભારે રાખી) કહો; હું અહીં આવી ત્યારે તમે શું શોધતા હતા ?

[ વિભૂતિ ઠરી જાય છે.]

**વત્સલા**

(જડતી જેમ) કેમ કહેતા નથી ?

**વિભૂતિ**

(મુઠ્ઠી ખોલી) આ ફૂલ વીણતો હતો.

**વત્સલા**

આવાં મરી ગએલાં ?

[ વિભૂતિ ઉત્તર આપી શકતો નથી. ફૂલ ફરી હથેલીમાંથી સરકી પડે છે. જમીન પર જૂએ છે તો કાલનાં અને આજનાં ફૂલોમાં કંઈ ફરક નથી રહયો. આથી યે એનું મગજ મુંઝાય છે. ]

પણ ફૂલ આમ કરમાઇ–મરી કેમ જતાં હશે ? એનું કારણ કોણ હશે ?

[ વિભૂતિને લાગે છે કે પોતે હારે છે પણ એ વત્સલા ન જાણી જાય એવી ઇચ્છા થતાં—]

વિભૂતિ

કારણ કિરતાર.

વત્સલા

કિરતાર કોણ ?

વિભૂતિ

આપણો ઇશ્વર.

વત્સલા

ઇશ્વરમાં આપ માનો છો ?

વિભૂતિ

હાજી.

વત્સલા

અને એનાથી ડરો છો ?

વિભૂતિ

(આંચકાથી) હા...જી. કેમ પૂછવું પડયું ?

વત્સલા

કારણ ઇશ્વરમાં જે માણસ માનતું હોય છે તેને દુનિયામાં દરેક ડગલું જોઇ-વિચારીને ભરવાનું હોય છે. એનાથી જુઠું બોલાય નહિ, પાપ કરાય નહિ, વિશ્વાસઘાત થાય નહિ.

[ વત્સલા સામે સ્થિર નયન રાખી વિભૂતિ આ સર્વ સાંભળી રહે છે. ]

આ બાબતમાં તમારો શું અભિપ્રાય છે ?

વિભૂતિ

અક્ષરશઃ સાચી.

[ વત્સલા આ અધારી સંમતિથી શંકામાં પડે છે. શંકા સમાધાન વાસ્તે એ મનમાં નવા પ્રશ્નો ગોઠવતી જણાય છે. એમાંથી છટકવા—]

પણ વત્સલા, હંઅ... બહેન, તમે ભણ્યા છો કેટલું ?

વત્સલા

(અચંબાથી) એ વાત વળી કયાંથી ઉગી ?

વિભૂતિ

(શાન્તિથી) તમારા જ શબ્દોમાંથી, તમારી જ વાતચીત ઉપરથી. ઇશ્વર વગેરેનું આવું જ્ઞાન મેં તમારી ઉમ્મરના બાળકમાં ન્હોતું જોયું. આજે જોઉં છું ત્યારે આનંદ પામું છું અને આશ્ચર્યમાં ડૂબું છું. એટલે જ જાણવા આતુર છું કે તમારા પર આ સુભગ સંસ્કાર કોના-કયા પુણ્યાત્માના ?

[ એમની આગળથી પલ્લવી પસાર થાય છે. ગાલ ઉપર અહીંતહીં વેરાએલા બેચાર ખીલ, ચપોચપ થતી ચોળી, વીજળી જેમ એક પલકારે અંતર અજવાળતી આંખો : એનામાં ફૂટતી જુવાનીનાં આ ઉઘાડાં ચિન્હો છે—જે અત્યારે સુંખકની ગરજ સારે છે. ]

વત્સલા

કોના સંસ્કાર ? મારી માના જ સ્તો !

[ આ વેળા વિભૂતિનાં નયન પલ્લવીની પાની પાછળ હોય છે. ]

બોલો; બીજું કાંઇ જાણવું છે ?

વિભૂતિ

(વત્સલા ભણી ફરી) અને આ ગયું એ કોણ ? તમારે શું થાય ?

વત્સલા

(મોં કટાણું કરી) જાણવું છે ?

[ વિભૂતિથી ઉત્તર નથી અપાતો. ]

(હોઠ પર હાસ્ય રાખી) મારી બ્હેન થાય-મોટી બ્હેન.

વિભૂતિ

(ભડકી) બ્હેન !

વત્સલા

કેમ; મારે બ્હેન ન હોય ?

વિભૂતિ

પણ કેટલો ફેર ? કાંઇ મળતાપણું જ નહિ !

વત્સલા

પણ સગી નહિ.

વિભૂતિ

ત્યારે ?

વત્સલા

(સરળતાથી) સાવકી. અરે ! ઓરમાન.

[ વિભૂતિ અંગુઠા વડે જમીન ખોતરતો હોય છે. ]

વિભૂતિભાઇ, શું શું બોલો છો તેની ખબર રહે છે ને ?

વિભૂતિ

(નરમાશથી) કયારેક ગોથું ખાઇ જવાય છે. તમારા બેઉમાં લગીરે મળતાપણું નથી એમ મેં કહી નાખ્યું એમાં મારી ભુલ હતી.

વત્સલા

(હસતી) તો સુધારો, ભૂલચૂક લેશું દેશું.

[ વત્સલાના હાસ્યથી વિભતિમાં હિંમત જન્મે છે. ]

વિભૂતિ

તે ને તમે સરખાં સુંદર, સરખાં રૂડરૂપાળાં છો !

[ શરમાતાં વત્સલા આંખો આડી હથેળી દાબે છે.]

(મનમાં) હા; સૌંદર્યના શિકારીને પણ વિચાર થઇ પડે કે તીર કોની સામે તાણવું !

[ પલ્લવી પાછી આવે છે. ]

વત્સલા

પીલુ, ઉભી રહે. આ વિભુભાઇની ઓળખાણ પાડું.

વિભૂતિ

વિભુ નહિ–વિભૂતિ.

વત્સલા

તો એમ. પણ પીલુ, માણસ મજાના. મહેમાન હો તો આવા હજો. ક્યારના અમે અલકમલકની વાતો કરીએ છીએ. તું યે ભળ.

પલ્લવી

કયા ગામના? શું કરે છે?

વત્સલા

અરે! એ તો મેં જાણ્યું જ નહિ!

વિભૂતિ

હવે જાણશો.

[ વત્સલા ને પલ્લવી અવાક ઉભાં રહે છે. ]

( નમ્ર ને નિરસ બની ) હું તો પામર પ્રાણી છું. જગતને મારી જરૂરત નથી. મારી જોવા ન હોય તો ય દુનિયાનું ગાડું એમ ને એમ દોડે.

પલ્લવી

એ તો સૌ માટે સાચું છે. રંક જાય કે રાય જાય: આખી દુનિયાને એની શી લેવા–દેવા?

વત્સલા

(છેડાઇ) તમે સીધી, સમજાય એવી વાત કરો ને? (ઠાવકી થઇ) નહિંતર હું જતી રહીશ. પછી બેઉ જણ બકયા કરજો.

પલ્લવી

(વિનતિ જેમ) ના, ના, એવું નથી કરવાનું.

વિભૂતિ

(લાડથી) લ્યો રીસાઓ નહિ.

[ વિભૂતિ એક છોડમાંથી ડાંખળી તોડે છે અને એનાં પાંદડાં પાડી નાંખે છે. પલ્લવી અને વત્સલા આશ્ચર્યપૂર્વક આ જોઈ રહે છે. ]

( લીંટીઓ દોરતો ) મને માત્ર લીંટા દોરતાં આવડે છે.

[ આ લીંટીમાંથી ઘડીકમાં એક ચિત્ર ઉત્પન્ન થાય છે.]

( તાળી પાડી ) જોયું કે, પીલુ? (રસથી) સરસ લાગે છે, ખરૂં? ( નિસાસો નાખી ) તને આવું ન આવડયું !

વિભૂતિ

( ઠંડકથી ) એ જ ઠીક છે. આવડશે એ ભુખે મરશે !

વત્સલા

( સૂગથી ) તો તો મૂકું એ. પીલુ, ભણવું મૂકી દે.

વિભૂતિ

અને ભણ્યાં હો એટલું ભૂલી જાઓ. એથી ખુવારી અટકશે.

પલ્લવી

એટલે ?

વિભૂતિ

એનો જો ચેપ ચોંટ્યો તો જીંદગીભર ઉખડશે નહિ.

વત્સલા

એટલે ?

વિભૂતિ

પરીણામે હેરાન હેરાન થઇ જશો.

પલ્લવી

તમે એમ ન બોલો. કલાને આવી સ્થૂલ દૃષ્ટિએ જોવાનો તમને, કે કોઇને અધિકાર નથી.

વિભૂતિ

એકલું ઉંચા આકાશમાં ઉડવાનું હોય, જળ ને

વાયુ ઉપર જીવવાનું હોય અને આખર અગ્નિમાં ઓગળી જવાનું હોય તો તમારૂં કહેવું સાચું છે.

[ વિભૂતિ પ્રત્યે પલ્લવીના ઉરમાં અંકુર ઉપજે છે. ]

(દમામ દેખાડી) પણ એવું કાંઇ નથી. તમારી કલા સૂક્ષ્મ હોય તો તમારૂં શરીર સ્થૂળ છે. કોને કેમ પોષવું; એ મોટી પંચાત છે.

**વત્સલા**

(રોફ મારતી) વળી તમે મોટી મોટી ગરબડ કરવા માંડયાં? તો લેતાં જાઓ.

[ વત્સલા ઝડપથી ત્યાંથી દોડી જાય છે. હળવે ડગલે પલ્લવી બીજી દિશામાં વળે છે. એકલો પડેલો વિભૂતિ પગ વડે ચિત્ર ભૂંસી નાંખે છે. એમ કરતાં એનાથી પેલાં ફૂલ પણ છૂંદાય છે. ]

સ્થળ : દિવાનખાનું

સમય : સવાર, ૧૮ ઑગષ્ટ ૧૯૨૭

[ વત્સલા દોડતી દાખલ થાય છે. કોઇ નજરે ન પડતાં એ આમતેમ ફાંફાં મારે છે. પછી એનાથી સાદ પડાઈ જાય છે. ]

વત્સલા

બહેન, સુકુબહેન !

સુકુમારી

( આવતી ) આ આવી.

[ હજી સુકુમારીની આંખોમાં ઉંઘ છે, અંગમાં આળસ છે. ખુરશીના ખૂણામાં પોટકી ભરાતાં તે હાથમાંથી હેઠે પડે છે. મોં મચકોડી, વાંકી વળી, એ પરાણે પાછી ઉંચકે છે. પછી પોતે પાસેના કોચમાં પડતું મૂકે છે અને પોટકીને પડખે પછાડે છે. ]

વત્સલા

(આશ્ચર્યની આંખે) બહેન, હમણાં જ જાગી?

સુકુમારી

ના, હું જાગતી પડી હતી. આજે આખી રાત ઉંઘ નથી આવી.

વત્સલા

કેમ?

સુકુમારી

કોણ જાણે.

વત્સલા

કાં તો ઉજાગરો કર્યો હશે, કાં તો કોઇક પુસ્તક એક જ બેઠકે પૂરૂં કર્યું હશે.

સુકુમારી

ના દીકરા.

વત્સલા

ત્યારે તો બાપુજી જોડે લાંબી ચર્ચા ચલાવી હશે.

[ સુકુમારી કશું કહેતી નથી. ]

એમ જ (હોઠ બગાડી) તમને માથાં કુટવામાં શી મજા આવે છે?

સુકુમારી

વસુ, એમાં તું ન સમજ. બચ્ચું છો.

વત્સલા

(ચીડાઈ) ભલે રહી. જ્યારે ને ત્યારે તમને એ બ્હાનું ઠીક ફાવ્યું છે. મને કહ્યા કરો છો કે સંપ અને શાન્તિ જેવું સુખ કશામાં નથી. તો ય હું કુસંપની વાત વખોડું, તો મને મુંગી કરો છો! ક્યાંનો ન્યાય?

સુકુમારી

(પંપાળતી) દીકરા, તો ય તારાથી મને–અમને એમ કહેવાય નહિ.

વત્સલા

તે મેં તમને ક્યાં કશું કહ્યું છે?

સુકુમારી

ત્યારે?

વત્સલા

પીલુને.

સુકુમારી

એટલે?

વત્સલા

પણે પીલુ કકળાટ કરતી હતી તે ત્યાંથી ત્રાસીને હું અહીં આવી. તો તમે મારું એટલું ય સાંભળતા

નથી. કાંઇ નહિ. હું બાપુજીને ફરિયાદ કરીશ.

[ વત્સલા ચાલવા લાગે છે. ]

સુકુમારી

( હાથ ઝાલી ) ઉભી રહે.

વત્સલા

( ઉંચે સાદે ) ના, મને જવા દે.

સુકુમારી

( સમજાવતી ) ધીમે બોલ, ધીમે. તારા બાપુજી જાગી જશે.

વત્સલા

( હળવેથી ) હજી સુતા છે ?

સુકુમારી

હા, દીકરા. રાતે એક વાગ્યા લગી એ જાગતા હતા. બારે તો સીનેમામાંથી અમે આવ્યાં.

વત્સલા

(કરડી આંખે) મને મૂકીને ગયાં ને ?

સુકુમારી

તું ભર ઉંઘમાં હતી. એટલે ન જગાડી અને પીલુને પણ ઘરે જ રાખી. તમે આજે જજો.

વત્સલા

(કાલી થતી) એ તો જઇશું જ ને !

સુકુમારી

પણ વસુ, અમે આવ્યાં ત્યારે શું વરસાદ પડ્યો હતો! જ્યાં જૂઓ ત્યાં બસ પાણી, પાણી ને પાણી! હેરાન થઇ ગયાં! તું ન આવી એ જ ઠીક થયું.

વત્સલા

(મલકી) મને ન લઇ જાઓ ત્યારે એવું જ થાયને?

સુકુમારી

વળી મોડી રાતે એક ભિખારીદાસ આવ્યો અને આપણો મહેમાન થયો.

વત્સલા

હું એમને ઓળખું છું.

સુકુમારી

ક્યાંથી ઓળખે?

વત્સલા

કેમ વળી? પીલુ એમની જોડે જ વાતો કરતી હતી.

[ સુકુમારી મનમાં દાઝે છે. ]

પણ બહેન, મહેમાન સરસ માણસ છે. ધૂળમાં એવાં તો સુંદર ચિતરામણ દોરે છે કે બહેન આપણે તો જોયા જ કરીએ.

[ સુકુમારી વિચારમાં પરોવાઈ છે. ]

બહેન, તેં એ જોયું છે કે નહિ?

સુકુમારી

ના.

વત્સલા

તો જોજે. પીલુને પણ એ બહુ ગમ્યું.

[ સુકુમારી પડખે પડેલી પોટકી ખોળામાં લે છે ]

સુકુબહેન એમાં શું છે?

સુકુમારી

શી ખબર. ( મનમાં ) જોઉં ? એણે કહ્યું છે, વિનતિ કરી છે કે એ ખોલી નહિ. ખોલવી નહિ એવી સૂચના ક્યાં આપી છે?

[ સુકુમારી ગાંઠો છોડવા લાગે છે. ]

(મનમાં) વળી મેં તો એને ઓશીકું કરીને, અરે! શીરને સાટે સાચવી છે. તો પછી એવું તે મેં શું સાચવ્યું છે, એ જોવા કે જાણવાનો હક્ક મને નહિ?

[ પોટકી ખુલે છે તો અંદરથી ચિત્રોનાં ચોપડા નીકળે છે. ]

વત્સલા

બહેન, જોયું ને?

સુકુમારી

( આશ્ચર્યની અવધિથી, મનમાં ) ચિત્રો એનો પ્રાણ?

[ ચિત્રકારનું નામ જાણવાને વાસ્તે એ ચિત્રોના ખૂણેખૂણા શોધી વળે છે પણ પત્તો નથી ખાતો. ]

(મનમાં) કોણ હશે? રાતે જ નામ નક્કી કર્યું હોત તો ...?

[ ચિત્રો સુકુમારીના ખોળામાં પડયાં છે. એમાંથી એક ઉચકી—]

### વત્સલા

બ્હેન, આ માણસની આંખો જોઇ? એમાંથી કેવી આગ ઝરે છે? કેવો એ ભયંકર લાગે છે? નામ શું છે?

[ વત્સલા આખું ચિત્ર જોઇ વળે છે. ઉપલે ડાબે ખૂણે 'વિ' એટલું વંચાય છે. ]

બ્હેન 'વિ'થી શરૂ થતું કંઇક છે. વિરહી હશે?

### સુકુમારી

ગાંડી રે, ગાંડી વિરહી ડોળા ફાડતો હશે?

[ વત્સલા ખડખડ હસી પડે છે. કંઇક કારણે સુકુમારીના ચ્હેરા પર ગમગીની આવે છે. ]

(મનમાં) વસુએ તો વિરહી કહ્યો. પણ 'વિ' થી તો ચિત્રકારનું નામ હશે. એ જ હશે?

વત્સલા

સુકુબ્હેન, શાના વિચાર કર છ ?

સુકુમારી

કશાના નહિ. જરા જો તો તારા બાપુજી જાગ્યા કે ? ન જાગ્યા હોય તો જગાડીશ નહિ.

[ વત્સલા જાય છે. ]

(મનમાં) એ ન હોય. બીકણ ક્યાંક, દુનિયાના કોઇક અભાગી ખૂણામાં રઝળતો હશે. ભલું હશે તો રખડતો, રવળતો ક્યારનો મરી ગયો હશે. એનું નામનિશાન નહિ રહ્યું હોય. પાપનું બીજું પરીણામ શું હોય ?

[ સુકુમારી શ્વાસ ખાય છે. ]

અને આ તો કોઇ અન્ય જ છે. એ ઉગ્ર હતો, આ નમ્ર છેઃ એના નાકમાંથી ઉંટના ઉંટ ચાલ્યાં જતાં, આ તો ડહેલામાં દાખલ થતાં પણ વાંકો વળે એવો છેઃ એને ખીસ્સાનો ખૂબ ખખડાટ હતો, આ તો દરિદ્રનારાયણ છે. એ આ ન હોય. કાંઇ જન્મસ્વભાવ જતો હશે ?

[ વત્સલા પાછી આવે છે. ]

કેમ, વસુ ?

વત્સલા

બાપુજી તો ઉંઘમાં આળસ મરડતા હતા.

સુકુમારી

(મનમાં) જાગતાં પણ આજે ભાગે એ જ કરે છે ને? (પ્રકાશ) અને પલ્લવી ક્યાં છે?–શું કરે છે?

વત્સલા

મહેમાન કને હતી. કાંઇ કામ છે?

સુકુમારી

હા.

વત્સલા

બોલાવી લાવું?

સુકુમારી

હા.

[ વત્સલા વળી જાય છે. ]

(મનમાં) મને આ શું થાય છે? આખા અંગમાંથી ગભરાટ કેમ વછૂટે છે? મારૂં ચિત્ત આટલું બધું અશાન્ત કેમ? કંઇક અશુભ થવા બેઠું છે કે શું?—કે આ સઘળી મારા મનની ભ્રમણા, ભ્રાન્તિ જ છે?

[ વત્સલા અને પલ્લવી પ્રવેશે છે. પલ્લવીના હાથમાં પુસ્તક છે. ]

વત્સલા

બહેન, પીલુ તો એના ઓરડામાં વાંચતી હતી.

સુકુમારી

ત્યારે મહેમાન સાથે હોવાતું શું કહેતી હતી?

પલ્લવી

ત્યારે તો વસુ પણ હતી.

સુકુમારી

એમ?

પલ્લવી

ખરૂં પૂછો તો વસુએ જ મને ત્યાં રોકેલી.

વત્સલા

હા, બ્હેન.

સુકુમારી

પછી?

પલ્લવી

પછી અમે સૌ જૂદાં પડ્યાં. વસુ તમારી કને આવી. હું વાંચવા ગઈ.

સુકુમારી

અને મહેમાન?

પલ્લવી

હું શું જાણું?

[ સુકુમારી ઝીણી આંખે પલ્લવી સામું
જોયા કરે છે. ]

વત્સલા

હું જોઇ આવું, બ્હેન?

[ સુકુમારી કશું કહેતી નથી. વત્સલા
જવા પગ ઉપાડે છે, પણ ઉંબર
આગળ અટકે છે. ]

અને બોલાવતી આવું, બ્હેન?

સુકુમારી

(છણકી) હા. (મનમાં) ભાઇસાહેબને બરાબર જોઉં, જાણું તો ખરી.

[ વત્સલા ગઈ હોય છે. બગાસું અટકાવતા,
મોં લૂછતા, મૂંછો વાળતા શ્રીમાન પ્રવેશ
કરે છે. ]

આવો. જાગ્યા?

શ્રીમાન

હાશ. આજે જરા ઠીક ઉંઘ આવી. રોજ આમ ઉંઘાતું હોય તો તબિયત આપમેળે તંદુરસ્ત રહે. પણ એવું ઉજળું નશીબ ક્યાંથી? માણસને દુનિઆમાં કાંઇ ઓછી ઉપાધિઓ હોય છે?

સુકુમારી

(ભારેખમ રહી) અને જેટલી ઉપાધિ એટલી આધિવ્યાધિ.

શ્રીમાન

સાચું, સુકુ.

સુકુમારી

આ જાગ્યા કે દાતણની ઉપાધિ, દાતણથી પરવાર્યા કે ચહાની ઉપાધિ, ચહા પતી ત્યાં નહાવાની ઉપાધિ...

શ્રીમાન

(હસતાં હસતાં) અરે ! એ પહેલાં તો હજામતની ઉપાધિ ઉભી જ હોય ! સુકુ, હવે તો હું દાઢી વધારવાના મતનો થઈ ગયો છું. અરે ! અત્રા જેટલી વાર માળા હાથમાં લઇએ ને ફેરવીએ તો માણસને મોક્ષ મળી જાય.

[ વત્સલા અને વિભૂતિ આવે છે. ]

વત્સલા

સુકુબ્હેન, આ આવ્યા.

શ્રીમાન

પણ આ બધાં ચિતરામણ શાનાં ?

સુકુમારી

હું બધું કહું છું. એટલા વાસ્તે આમને અહીં બોલાવ્યા છે. હવે મને લાગે છે કે ભાઇ તો બહુ જાણવા જેવા માણસ છે.

### શ્રીમાન

પણ હું તો તને પ્રથમથી જ એમ કહેતો આવ્યો છું. મારી માન્યતા સાચી નીવડી અને તારી ધારણા ખોટી ઠરી એ ખાતે મને ગર્વ ઉપજે છે.

### વિભૂતિ

મને યે સંતોષ થયો.

[ શ્રીમાન મૂંછને તાલ દે છે સુકુમારીથી એ સંખાતું નથી. ]

### સુકુમારી

પણ હું તો માનું છું કે તમે તેમ કરવામાં ભીંત ભૂલો છો. મારી હાર કરતાં મારા વિજય વાસ્તે તમે ગર્વ લેશો ત્યારે હું તમને ખરા કહીશ.

### શ્રીમાન

એવી વાતો અત્યારે જવા દે, ચાલ, ચાલો ચિત્રો જોઇએ.

[ વિભૂતિ સિવાય ચારે જણ ચિત્રો જોવા લાગે છે. ]

### સુકુમારી

પણ ભાઇ,...

### વત્સલા

સુકુબ્હેન, એમને વિભુભાઇ કહેને ?

સુકુમારી

(રાજી થતી) એમ ? એમનું નામ વિભુભાઇ છે ?

વત્સલા

હા વળી. હું જાણું છું, પીલુ જાણે છે અને તું નથી જાણતી ?

[ સુકુમારી હસતી હોય છે. ]

શ્રીમાન

લે ! હું યે નહોતો જાણતો !

પલ્લવી

પણ એમનું નામ વિભૂતિભાઇ છે.

વિભૂતિ

સાચું.

શ્રીમાન

સાંભળ્યું, વસુ ? તું પીલુ જેટલી ચાલાક ન નીકળી.

[ સુકુમારીનું નાકનું ટેરવું ચડે છે. પણ સમય સાચવી બીજી વાત પર વળે છે. ]

સુકુમારી

પણ વિભૂતિભાઇ, મારે તમારી માફી માગવી જોઇએ. રજા વગર આ બચકી મારાથી ન ખોલાય, પણ આ વસુએ તમારી કલાના વખાણ કર્યા એટલે મને સહજે થયું કે આમાં યે એ જ હશે અને નીકળ્યું પણ એ જ !

વિભૂતિ

એટલાં પૂરતાં તમને અભિનંદન ઘટે છે. વળી જાણો છો ને કે લક્ષ્મી, તેમ જ કલાનો સાચો સદુપયોગ તેના જડ સંગ્રહમાં નથી; પરંતુ ચેતનવંતા પ્રચારમાં છે.

સુકુમારી શ્રીમાન સામું જૂએ છે. ]

શ્રીમાન

ખરૂં કહ્યું. કલાનો તો પ્રચાર થવો જ જોઇએ.

વિભૂતિ

અને કલાકારને પ્રોત્સાહન...

શ્રીમાન

હંઅ. પણ આપણે ત્યાં કોઇને એવી કલાની કદર ક્યાં છે ?

સુકુમારી

પણ આપણને છે ને ?

શ્રીમાન

એટલે તો પીલુને એવું શિક્ષણ અપાવીએ છીએ. પાણીની માફક પૈસા વહ્યા જાય છે.

પલ્લવી

બાપુજી, તો થોડા વધુ. વિભૂતિભાઇનાં થોડાંક ચિત્ર ખરીદી લઇશું ? એથી એમને રાહત મળશે અને આપણી ભીંતોમાં પ્રાણ આવશે.

[ શ્રીમાન ગુંચવાય છે. ]

વત્સલા

બાપુજી, પેલું વિરહીનું ચિત્ર હું રાખવાની.

વિભૂતિ

(આશ્ચર્યપૂર્વક) વિરહીનું ?

સુકુમારી

(હસતી જતી) આને એ વિરહી કહ્યા કરે છે !

વિભૂતિ

એનું નામ 'ભયગ્રસ્ત'.

શ્રીમાન

હા. કેવો ભયંકર, બીહામણો છે ? કોઈ રાતમાં જાગી જાયઅને ભીંતમાં એને જૂએ તો બિચારાનાં પ્રાણ ફાટી જાય.

પલ્લવી

પણ બાપુજી, આ બે તો અત્યંત કોમળ, કુસુમ જેવાં ચિત્રો છે. જોઇએ કે અંતરમાં આનંદ ઉપજે એવાં છે.

વત્સલા

મને પણ એ ગમે છે.

શ્રીમાન

એ વાત સાચી. પણ...

વિભૂતિ

બાપુજી, પીલુબહેન અને વસુબહેન નકામી હઠ લે છે. તમારે ખરીદવાં હોય, તો ય હું એ ચિત્રો વેચવાનો નથી.

સુકુમારી

એટલે ? તમે આટઆટલા ગર્વિષ્ટ હશો, તેનો તો ખ્યાલ જ નહિ ! તમારૂં નામ વિભુતિ કે વિ... ?

વિભૂતિ

(શાન્તિથી) વિભુતિ. (નીચી નજરે) અને હું ગર્વિષ્ટ નથી.

સુકુમારી

બીજું શું ? અમે તમને મદદ કરવા માગીએ અને તમે સ્વીકારવાની જ ના ભણો ત્યારે બીજું શું ધારવું ?

વિભૂતિ

(નમ્રતાથી) તમારી મદદ તો મેં જ માગી લીધી હતી અને મને તે પૂરેપૂરી મળી પણ છે. એ ઋણ ઓછું છે ?

[ સુકુમારી સંતોષ અનુભવે છે. ]

(શ્રીમાનને) અને સાહેબ, હવે હું આપના આશીષ ચાહું છું.

સુકુમારી

એટલે ?

વિભૂતિ

આપ સૌની રજા લઉં છું.

વત્સલા

અરે ! એટલામાં ?

પલ્લવી

(મનમાં) બસ ?

સુકુમારી

તમે રહ્યા શું ને જાઓ છો શું ?

વિભૂતિ

(વિનતિથી) એવો આગ્રહ ન રાખો. મારૂં ભાવિ જેટલું જલદી ઘડાય તેટલી મને વહેલી નિરાંત થાય. સમજ્યાં, બહેન?

શ્રીમાન

સુકુ, એમ હોય તો એમને જવા દે.

વિભૂતિ

આભાર.

[ સુકુમારીનું મન માનતું નથી. એના મોં પર શુષ્કતા છવાય છે.]

અને જાઉં એ પહેલાં મારી એક અરજ સ્વીકારો. આપ બેઉ તો મારાં મુરબ્બી છો અને નમન યોગ્ય છો. પણ વસુબહેન અને પીલુબહેનને આ એમને ગમતું એકએક ચિત્ર ભેટ તરીકે......

શ્રીમાન

અરે! એમ થાય નહિ.

સુકુમારી

(ભમ્મર તાણી) તો બદલામાં યોગ્ય કદર કરજો.

વિભૂતિ

(હાથ જોડી) ના, બહેન મેં તમને તેની ના ન કરી?

[ વિભૂતિ વિનયપૂર્વક બન્ને ચિત્રો સુકુમારીને ધરે છે. સુકુમારી એ શ્રીમાનને સોંપે શ્રીમાન એક એક ચિત્ર પલ્લવી અને વત્સલાને વહેંચી આપીને હાથ ખંખેરે છે ]

ત્યારે હું જઇશ.

શ્રીમાન

ફરી ક્યારે આવશો ?

[ દિલમાં ડંખાતી સુકુમારી બાકીનાં ચિત્રોની બચકી બાંધી દે છે. ]

વિભૂાત

આવીશ, આવીશ.

[ વિભૂતિ ચાલવા લાગે છે. ]

વત્સલા, પલ્લવી

આવજો, આવજો.

[ વિભૂતિ જાય છે. ]

(મનમાં) અજબ માણસ ! નહોતી કહેતી ત્યારે રહ્યો. કહ્યું ત્યારે ગયો !

સ્થળ : કલામંદિર

સમય : અપોર બાદ, નવેમ્બર ૧૦, ૧૯૨૭

[ વિભૂતિનો ઓરડો એટલે કલાનું મંદિર કપચી પર પાથરેલી જાજમમાં, ટેબલ પર પાથરેલા રૂમાલમાં, અહીંતહીં ગોઠવેલાં કાચનાં, માટીનાં, ધાતુનાં રમકડામાં— ઓરડાની દસે દિશામાં કલાનાં દર્શન થાય છે.

ભીંતો ચિત્રોથી ભરી છે.

આરામખુરસીમાં ઝૂલતો જતો વિભૂતિ હમણાં જ છાપું વાંચી રહયો છે.

વિભૂતિ

(પાના ઉથલાવતો ) દુનિયા શું ઝડપથી જાય છે ? આપણાં વૃધ્ધોએ જે સ્વપ્નામાં નહિ માન્યું હોય

એ આપણે સગી આંખે અનુભવીએ છીએ. નદીનાં પૂર માફક પ્રગતિ ધપી રહી છે. માર્ગ સપાટ હોય કે ખાડાખડિયાળો, ભૂમિ રસાળ હોય કે રસહીન પણ આ પૂર તો વળ્યાં જ જવાનાં. (ચિંતનથી) આમ ને આમ આપણ આખર ક્યાં પહોંચીશું ?–કે સ્વર્ગ જ પૃથ્વી પર ઉતારીશું?–કે પૃથ્વીને સ્વર્ગ સુધી લઇ જઇશું?

[ કંઇ કઇ તરંગો આવતાં એ ઉભો થાય છે. એક આખા આયનાવાળા કબાટ સામે ઉભો રહી એ પોતાને પૂરેપૂરો નીરખે છે. પછી બીજી બાજુ ફરી–]

પણ દુનિયાની પ્રગતિ એ તો પ્રત્યેક માનવીની પ્રગતિનો સરવાળો જ છે ને ? મારી પોતાની કથા એની સાક્ષી પુરશે. બે માસ પહેલાના વિભૂતિ કને ખાવા અન્ન નહોતું, સૂવા ઓટલો નહોતો. આજે એ અન્યને પોતાને ત્યાં આગ્રહપૂર્વક નોતરી શકે છે. આવો અદ્‌ભુત પલટો શાથી ? કાં તો હું ભૂલું છું. મારૂં અભિમાન અસ્થાને અને અકાળે હશે. મનુષ્યના જીવનમાં અનેક અકસ્માતો આડા આવે છેઃ એમાંથી એકાદ કોઇકને ઉંડા કૂવામાં ઉતારી દે છે, એકાદ ક્યારેક કોઇકને તારી દે છે. મારે શાને ફૂલવું ? મને શ્રીમાન સાંપડ્યા અને હું ઉંચે આવી ગયો. એમનો આશરો ન મળ્યો હોત અને મારાં બાપડાં સંતાન શરદીએ થથરતાં મારા હાથમાં, મારાં હૃદય પર મૃત્યુ પામ્યાં હોત તો હું ક્યાં હોત ?

[ આમતેમ આંખ ફેરવે છે. ]

એનો બદલો, અલ્પ પણ, આ જીવનમાં શું વળે ? શબ્દો તો સાવ, સૌથી સોંઘા છે !

[ શ્રીમાન ને સુકુમારી આવે છે. ]

પધારો, પધારો. હું આપનું જ ચિંતન કરતો હતો. બરાબર સમયસર આવ્યા !

સુકુમારી

કારણ કે એમને વખતની ખૂબ કિંમત છે.

શ્રીમાન

વખતની જેને કિંમત ન હોય એ માણસ કેમ કહેવાય !

વિભૂતિ

પણ વસુબહેન અને પીલુ. …

સુકુમારી

(વચ્ચેથી ) પાછળ આવે છે.

શ્રીમાન

પીલુની કોઈ બહેનપણી બેસવા આવી હતી. એટલે અમે આગળ આવ્યાં.

સુકુમારી

જોયું ને? કેવા સંજોગો વચ્ચે પણ એઓ સમય સાચવે છે!

વિભૂતિ

એમના જેમ સમય સાચવતાં તો કોઈકને જ આવડે.

શ્રીમાન

પણ વિભુતિ, તમે તો ખરો ઠાઠ કર્યો છે, હોં. પગથિયે તમારૂં પાટિયું લગાવ્યું છે તેમાં ય જરા બારીક નજરથી જોનારને જણાઇ આવે છે કે હશે તો કોઇ કલાનો રસિયો. ખરૂં ને, સુકુ?

સુકુમારી

ખરૂં.

શ્રીમાન

અને અંદર આવતાં આવો ભભકભર્યો ખંડ જુએ એટલે તો ગમે તેવા તાલેવંતનો પણ ગર્વ ગળી જાય.

સુકુમારી

(હસતી) તમારો?

શ્રીમાન

મારી, તારી, અરે! આપણી વાત નોખી છે. ગમે તેમ તોય વિભૂતિ આપણું જ માણસ, આપણા માંના જ એક કહીએ તો ચાલે ને? એટલે આવું આવું જોઈ મને અને તને તો સવિશેષ ગર્વ થવો જોઇએ.

વિભૂતિ

(નમ્રતાથી) સાચું, સાહેબ.

શ્રીમાન

અને થાય છે જ.

સુકુમારી

(વિનમ્રતાથી) સારૂં, સાહેબ.

[ શ્રીમાન સુકુમારી પ્રતિ પળવાર ટીકે છે.
પરિણામે સામસામું હાસ્ય રેલાય છે. ]

વિભૂતિ

સુકુબહેન, આજે મારૂં આંગણું પાવન થયું.

સુકુમારી

મારે આવ્યે કે સાહેબને પધાર્યે?

વિભૂતિ

(જેમતેમ) આપના સૌના દર્શને.

સુકુમારી

(રમતે નયને) સાવ સાચું કહેશો તો ય મને માઠું નહિ લાગે.

શ્રીમાન

સુકુ, પડતું મૂક. (મોં કડવું કરી) તને મેં આગળ ભણાવી જ ન હોત તો તારો અડધો ત્રાસ ટળી જાત.

[ છેવટે શ્રીમાનથી હસી જવાય છે. ]

સુકુમારી

(રીસથી) હું તો તમને ત્રાસ સિવાય બીજું ક્યાં કશું આપું છું?

[ વિભૂતિ બારી આગળ જઇ બહાર જોવા લાગે છે. ]

શ્રીમાન

(હળવેથી) એવો અવળો અર્થ ન કાઢીએ. વારંવાર મેં કબુલ્યું છે કે તું તો મારા સર્વ સુખનું ધામ છું.

સુકુમારી

ના, ના. મેં તમને ત્રાસ સિવાય બીજું કશું નથી આપ્યું

શ્રીમાન

(ખુબીથી) વત્સલા આપી છે.

[ વિભૂતિ પગથિયાં પ્રતિ જતો જણાય છે. ]

સુકુમારી

હશે. જેમ કીર્તિબ્હેન પલ્લવી આપતાં ગયાં છે.

[ કોઈ જોતું નથી એટલું જાણતાં શ્રીમાન સુકુમારીને એક આવેશમય ચુંબન લઈ લે છે. ]

શ્રીમાન

મને માફ કર, હું તો હસતો હતો.

સુકુમારી

(ટોળથી) કેવા હાર્યા? કેવી માફી મગાવી?

[ સામેથી વત્સલા, વિભૂતિ અને પલ્લવી આવતાં જણાય છે. ]

શ્રીમાન

બસ કરજે. આ છોકરાં આવ્યાં.

[ વાતોએ વળગેલાં વત્સલા અને વિભૂતિ પાસે આવી પહોંચે છે. ]

સુકુમારી

(રમતે નયને) સાવ સાચું કહેશો તો ય મને માઠું નહિ લાગે.

શ્રીમાન

સુકુ, પડતું મૂક. (મોં કડવું કરી) તને મેં આગળ ભણાવી જ ન હોત તો તારો અડધો ત્રાસ ટળી જાત.

[ છેવટે શ્રીમાનથી હસી જવાય છે. ]

સુકુમારી

(રીસથી) હું તો તમને ત્રાસ સિવાય બીજું ક્યાં કશું આપું છું ?

[ વિભૂતિ બારી આગળ જઇ બહાર જોવા લાગે છે. ]

શ્રીમાન

(હળવેથી) એવો અવળો અર્થ ન કાઢીએ. વારંવાર મેં કબુલ્યું છે કે તું તો મારા સર્વ સુખનું ધામ છું.

સુકુમારી

ના, ના. મેં તમને ત્રાસ સિવાય બીજું કશું નથી આપ્યું

શ્રીમાન

(ખુબીથી) વત્સલા આપી છે.

[ વિભૂતિ પગથિયાં પ્રતિ જતો જણાય છે. ]

સુકુમારી

હશે. જેમ કીર્તિબ્હેન પલ્લવી આપતાં ગયાં છે.

[ કોઈ જોતું નથી એટલું જાણતાં શ્રીમાન સુકુમારીને એક આવેશમય ચુંબન દાબી લે છે. ]

શ્રીમાન

મને માફ કર, હું તો હસતો હતો.

સુકુમારી

(ટાળથી) કેવા હાર્યા? કેવી માફી મગાવી?

[ સામેથી વત્સલા, વિભૂતિ અને પલ્લવી આવતાં જણાય છે. ]

શ્રીમાન

બસ કરજે. આ છોકરાં આવ્યાં.

[ વાતોએ વળગેલાં વત્સલા અને વિભૂતિ પાસે આવી પહોંચે છે. ]

વત્સલા

તમે તો ગયા પછી ડોકાયા જ નહિ !

વિભૂતિ

મને સાહેબનો ભેટો થઇ જતો હતો.

શ્રીમાન

એક વાર તો સર સુંદરલાલના માનપત્રમાં.

પલ્લવી

એમાં અમારૂં શું વળ્યું ?

વત્સલા

હંઅ. પીલુ પણ તમને કેટલી બધી વાર યાદ કરતી હતી ? મને પણ તમને મળવાનું બહુ મન હતું.

સુકુમારી

પણ વસુ, એમના મનમાં એમ હશે કે આ બધું જોઇ જઇએ તો વખત છે ને, આપણે એમને લૂંટી લઇએ.

વિભૂતિ

અરે ! બહેન, મારી મશ્કરી ?

શ્રીમાન

સુકુ, ગમે તેના પર ગમે તેવો આક્ષેપ કરતાં તને તો વાર જ નહિ! સારૂં છે કે વિભુતિ સાવ સીધી લીટીના માણસ છે, એટલે એ તો ઓછું ન આવવા દે અને સીધું મશ્કરીમાં લઇ લે.

સુકુમારી

એમ?

શ્રીમાન

હા, વળી. બાકી તારૂં કહેવું જો સત્ય હોય તો પછી આજે આપણને શું કામ નોતરે? ડાકુ ને લુંટારૂથી તો લોક બારે માસ ડરે.

[ સુકુમારી શ્રીમાન સામું તીર તાણે છે. ]

વિભૂતિ

બાપુજી, બધું તમારૂં, સુકુબહેનનું છે; એટલે લૂંટ એ શબ્દ જ અળખામણો લાગે છે.

વત્સલા

એટલે?

વિભૂતિ

એમની કૃપા હતી તો આ સ્થિતિએ પહોંચ્યો છું.

વત્સલા

આપણે એમાં ન સમજીએ.

પલ્લવી

ત્યારે વિભુતિભાઇ, અમે ફાવે એ અહિંથી ઉપાડી જઇ શકીએ ખરાં ને ?

શ્રીમાન

વાહ ! સૌ સ્વાર્થની વાત સંભારો છો ! વિભુતિને મનમાં એમ ન બોલાવશોં કે સપ્પરમે દહાડે તમને તે ક્યાં બોલાવ્યાં !

વિભૂતિ

અરે ! એ તે શું બોલ્યા ?

સુકુમારી

વિભૂતિને તો કંઇ યે એવું નહોતું. પણ તમે એને સુજાડી શક્યા. (આંખો મીંચી) સારૂં સુજ્યું.

[ શ્રીમાનના શરીરમાં લગીર કંપારી છૂટે છે. સુકુમારી શસ્ત્ર છોડે, એ અગાઉ પોતે બીજી વાતે વળી જાય છે. ]

શ્રીમાન

પણ વિભૂતિ, આજે અમને સર્વને સામટાં સંતોષવાનો તમે ઠીક ઘાટ ઘડયો.

સુકુમારી

(લાગ લઇ) આને ધાટ ઘડયો કહેવાતું હશે? અમારી જીભ ઉપર અંકુશ મૂકવા માગો છો: પરંતુ તમે કયાં અમારાથી ઘટો એવા છો? ધાટ ઘડયો શબ્દો તો વિભૂતિ સાંખે.

વિભૂતિ

(અકળાઇ) સાંખવાનો સવાલ નથી. શબ્દ કરતાં અર્થ લક્ષ્યમાં લેવાનો હોય છે.

શ્રીમાન

બરાબર. મારૂં કહેવું વિભૂતિ બરાબર સમજ્યો છે. (ભીંતો પર નજર ફેરવતાં) અને વિભૂતિ, આ તો બધાં નવાં ચિત્રો લાગે છે.

વત્સલા

જૂનાં બચકીમાં બાંધી રાખ્યાં હશે.

પલ્લવી

ના, પેલા ખૂણામાં છે તે બન્ને આપણે ઘરે દીઠાં હતાં.

વિભૂતિ

(ઉત્સાહથી) સાચું, સાચું.

વત્સલા

બીજાં બધાં ક્યાં ?

વિભૂતિ

વેચાઇ ગયાં. લાહોરના પ્રદર્શનથી મને અત્યંત લાભ થયો.

શ્રીમાન

એ જાણી હું અત્યંત રાજી થયો. ખરેખર, ઉત્તર હિંદુસ્થાનના લોકોને કલા અને કુદરતનો ભારે શોખ હોય છે. જૂઓને શાહજહાંએ તાજ-મહાલ ત્યાં જ બંધાવ્યો છે ને ?

સુકુમારી

(તુરત) અને ઇશ્વરે હિમાલય પણ ત્યાં જ ખડો કર્યો છે.

શ્રીમાન

(ન સાંભળ્યું કરી) અને પેલું ભડકામણું ચિત્ર...

પલ્લવી

જે વસ્તુનું માનીતું હતું...

વિભૂતિ

તે અમેરિકા ગયું. એક અમેરિકન મુસાફરને એ ચહેરા પરના ભાવ એટલા તો આકર્ષક લાગ્યા હતા કે એક કલાક લગી તો એણે મારી આગળ ભાષણ ચલાવ્યું હતું.

સુકુમારી

(શ્રીમાનને) સાંભળો.

વિભૂતિ

અને માગ્યું મૂલ પણ મળ્યું.

શ્રીમાન

(તાળી પાડતાં) ત્યારે તો તમે ફાવ્યા!

વિભૂતિ

અને પછી તો કેટલાંય ચિત્રો દોરાયાં અને કેટલાં ય વેચાયાં. હવે હરકત નથી.

શ્રીમાન

હવે હરકત કેવી? એક વખત માણસની શક્તિ સમજાઇ એટલે પછી તો લોક એને પૂછતાં, પૂજતાં આવવાનાં.

સુકુમારી

(મનમાં) શી શબ્દોની સમૃદ્ધિ છે!

પલ્લવી

બાપુજી, હવે તો હું યે વિભુતિભાઇને વખતોવખત તસ્દી આપવાની.

વિભૂતિ

બેલાશક.

સુકુમારી

પછી પ્રમોદરાય પાસે તું શું શીખીશ ?

પલ્લવી

સુકુબહેન, સાચું કહું ? પ્રમોદરાયને આવડતું હતું એટલું મેં શીખી લીધું છે. હવે તો ઘુંટ્યા કરવું પડે છે.

શ્રીમાન

ત્યારે તો મને એક નવો નુસ્ખો સુજે છે. (મનમાં) પ્રમોદ ધાર્યો હતો એવો નીકળ્યો પણ નથી. (પ્રકાશ) પ્રમોદને બદલે વિભૂતિ પાસે પીલુ ભણવાનું રાખે.

સુકુમારી

(મનમાં) હું તો વસુ અને વિભૂતિનો વિચાર કરૂં છું ! ત્યાં આ તૂત ક્યાંથી જન્મ્યું ?

શ્રીમાન

પીલુ, તને એ ગમશે કે ? તારી કલાની ભાવના સર્વ રીતે સંતોષાય અને સમૃદ્ધ થાય એવું આ વાતાવરણ છે. (વાંસો થાબડતાં) કાં તો, વરસ દિવસમાં તું મોટી કલાકોવિદ બની જવાની !

સુકુમારી

(મનમાં) કલાકોવિદ ?—કે કલાકાર ?

[ શરમાતી પલ્લવી સવિશેષ આકર્ષક બને છે. ]

(મનમાં) પણ બધું ઉંધું વેતરાયું.

વત્સલા

બાપુજી, હું યે વિભુતિભાઇ પાસે ભણું તો ?

સુકુમારી

( તુરત જ ) ભલે, દીકરા.

શ્રીમાન

(મનમાં) બાજી બગડી.

સુકુમારી

(મનમાં) ધીમે ધીમે વિભુતિ જોશે ને જાણશે કે કુટુમ્બની કર્ત્તાહર્ત્તા હું છું, શ્રીમાન તો માત્ર સુરબ્બી

છે, એટલે પછી એને વસુ તરફ ઢાળવાનું સાવ સરળ, કદાચ કુદરતી, થઇ પડશે. ( હસી, પ્રકાશ ) વિભૂતિ, હવે તમે અમારાથી દૂર નહિ નાસી શકો !

વત્સલા

(ઉલ્લાસથી) નાસે ક્યાં ? હું પકડી રાખવાની !

પલ્લવી

(રસથી) હા; હવે તો પાકા સપડાયા છો !

શ્રીમાન

(આંખો ઉંડી લઇ જઇ) પણ વિભૂતિ, એઉને સાથે શીખવવું તમને શે ફાવશે ? પીલુ આગળ, વસુ પાછળ......

સુકુમારી

એમાં ફાવવુંતું શું ?

વિભૂતિ

ફાવશે. (વિવેક વાપરતાં) નહિતર ફવરાવીશ.

શ્રીમાન

(કમને) તો ભલે.

અંક ૨ ચિત્ર ૨

સ્થળ : કલામંદિર

સમય : સાંજ, ડિસેમ્બર ૨૫, ૧૯૨૭

[ આજુબાજુ ટેબલ, ખુરશીઓ, છતાં વિભૂતિ ટેબલ પર ઝૂકયો છે. એની અડખેપડખે સાદાં તેમ જ મઢેલાં ચિત્રો પડયાં છે. વારાફરતી બધાંને જોતો જોતો એક બેગમાં, તો બીજું બાજુમાં ને ત્રીજું પલાંઠી નીચે ગોઠવે છે.

૬૨

ખૂણામાં બાંધેલો બિસ્તરો પડયો છે. અહીં પલ્લવી આવે છે. રોજ જે જડ જેટલી શાન્ત હોય છે, તે આજ ચેતનવંતી અને ઉલ્લાસમય જણાય છે. સાદો, સીધો સેંથો આજે અદશ્ય થયો છે; એને બદલે લલાટને લહેરિયાંથી ઢાંકતો, નવીનતા અંગે આકર્ષક નીવડતો, વાંકો સેંથો ઓળાયો છે. વાળમાંથી મીઠી સુવાસ

વહી આવે છે અને અંદર વેરાયલાં પતંગિયાં એ એકચિત્ત બની ચૂસી લેતાં હોય એવી ભ્રાન્તિ થાય છે. નમ્ર હતાં તે નયન નમણાં થયાં છે. ]

પલ્લવી

[હોંશથી] કેમ, વિભૂતિભાઈ? શાની તૈયારી ચલાવી? ગાંસડાંપોટલાં કેમ બાંધવાં માંડયાં?

વિભૂતિ

કલ્યાણે તમને કહ્યું લાગે છે.

પલ્લવી

એમ કે તમે બે ચાર રોજ ભણાવા નહિ આવી શકો.

વિભૂતિ

બરાબર.

પલ્લવી

પણ કારણ પૂછ્યું તો સામે આંખો તાકીને ઉભો રહ્યો!

વિભૂતિ

મેં એને કહ્યું યે નહોતું.

પલ્લવી

[હસતી] એટલે મને તો એમ કે કાં તો

તબિયતે દુરસ્તી નહિ હોય. તાવ, સળેખમ કે ઉધરસે તમને ઢીલા કરી દીધા હશે.

વિભૂતિ

અરે ! ના રે ના.

પલ્લવી

એ તો અત્યારે વગર કહ્યે વર્તાય છે. (અવળું ફરી) મારે અમસ્થો આંટો થયો.

વિભૂતિ

ખોટું થયું !

પલ્લવી

પણ કેટલું બધું ? વિભૂતિભાઈ, તમારી તબિયત માટે મેં મિજલસ ખોઈ.

વિભૂતિ

હોય નહિ.

પલ્લવી

સાચોસાચ. સુકુબહેન અને વસુ ત્યાં ગયાં. તમે નહોતા આવવાના એટલે સાથે થવા મને ઘણું કહ્યું. પરંતુ બહેનપણીને ત્યાં જવાના બહાને હું ન નીકળી અને એઓ ગયાં એટલે અહીં આવી.

વિભૂતિ

આભાર. તમે અસાધારણ તસ્દી લીધી.

પલ્લવી

અને અહીં આવી ત્યારે ભાઈ ' આવો ' એટલું યે નથી કહેતા !

વિભૂતિ

આવો શું, હું તો પધારો પણ કહું. પણ આવતાં વેંત તમે ભાષણ છોડી મૂકો એટલે ઉપાય શું ?

[ પલ્લવી પડખે પડેલું છાપું વાંચવા લાગે છે. ]

હજુ હવે ભૂલ સુધારું. પીલુબ્હેન, આવો, પધારો, બેસો.

[ મુંગી તો ય મલકતી પલ્લવી ખુરશીમાં ગોઠવાય છે. એની મસ્તીભરી આંખો તો છાપામાં જ પરોવાએલી છે. ]

(સામે બેસતાં ) બોલો; શું લેશો ? ચહા, દૂધ, કોફી...

પલ્લવી

કોકો, સોડા, રોસબરી. બોલો, જે જે સાંભરે તે બોલો.

[ છાપું ટેબલ પર પાથરી પલ્લવી તેમ નજર નાંખતી હોય છે.
વિભૂતિ હોંસથી હસ્યે જાય છે. ]

(આશ્ચર્ય ને આનંદથી) ઓ હ હો! એમ વાત છે? બહારગામ જતા જણાઓ છો.

વિભૂતિ

હા.

પલ્લવી

ભાષણ? કલા અને જીવન ઉપર?

વિભૂતિ

હા.

પલ્લવી

અને અમને ખબરે ન આપો? તમારા કરતાં તો છાપાં ભલાં?

વિભૂતિ

હું વાત કરવાનો જ હતો.

પલ્લવી

જાઓ, જાઓ, હવે. હવે તમે મનાવવા મહેનત કરશો તેથી હું માની જઇશ?

વિભૂતિ

સાચું કહું છું.

પલ્લવી

શું સાચું?

વિભૂતિ

કે આવી સાધારણ વાત છૂપાવીને મારે કામ

શું ? તમે બરાબર વાંચો તો ખરાં. એમાં છાપ્યું છે કે ભાષણ અઠ્ઠાવીસમીએ છે.

પલ્લવી

(નજર નાંખી) હા. ત્યારે આજથી શી ધમાલ ?

વિભૂતિ

અચાનક સવારે તાર મળ્યો. જણાવે છે કે તારીખ ફેરવીને છવ્વીસમી મુકરર કરેલી છે.

[ વિભૂતિ પલ્લવીના હાથમાં તાર મૂકે છે. ]

પલ્લવી

( વાંચતી જતી ) તો તો તમારી વાત સાચી માનું છું.

[ વિભૂતિ હૃદય પર આંગળાં ફેરવે છે. ]

અને ત્યારે તો મારો આંટો અફળ નહી જાય.

વિભૂતિ

કેમ ?

પલ્લવી

જે કાંઇ નવું જાણવાનું મળશે તે.

વિભૂતિ

એટલે ?

પલ્લવી

કેમ વળી ? મોટા માણસ થઇને જાઓ છો તે કાંઇ ભારે ભાષણ તો તૈયાર થયું જ હશે ને ?

વિભૂતિ

ના ? નથી થયું.

પલ્લવી

તો ત્યાં તમને ઉભું કોણ રહેવા દેશે ? મોટા મોટા માણસનાં મોં જોઇને જો સમાજ સંતોષાતો હોત તો કેવળ છબીઓથી ન ચલાવત ? પણ એવું નથી ચાલતું. એમની વાણી વાટે, એમના વિચારો વાટે, લોકોને પ્રેરણા પીવી છે. જેમનામાં વાણી નથી, વિચાર તો હોય કયાંથી, એવા મીલમાલિકો અને શેઠીયાઓને શીરે જ્યારે આવી આફત આવી પડે છે, ત્યારે કોઇની કને વેચાતું લખાવીને પણ તેઓને આ વિધિમાંથી પસાર થવું પડે છે. તમારાથી એ અજાણ્યું હોય એમ કેમ બને ?

વિભૂતિ

હું જાણું છું.

પલ્લવી

ને તો ય તમે ખાલી હાથે જાઓ છો એ શે મનાય ?

વિભૂતિ

(થાકી જઇ) પીલુબહેન, તમે પુષ્કળ હઠીલાં છો. તમારો જ કક્કો ખરો એમ એકદમ માની લો છો. પછી પારકી દૃષ્ટિ આડી આંખ મીંચી દો છો ! એ કેમ કામ આવે ?

[ પલ્લવી વિભૂતિને નિહાળી રહે છે. ]

તમે વાંચ્યું કે મને તાર સવારે મળ્યો. પછી ગામમાંથી થોડી ખરીદી કરી આવી, જમીપરવારી, ચિત્રોની ધાંધલમાં પડ્યો, કેટલાં અને કયાં કયાં લઇ જવાં; તે હજુ નક્કી નથી કરી શક્યો. વળી વચ્ચે સરસામાન બાંધી લીધો. ભાષણ માટે તો મને વખત મળવો જોઇએ ને?

પલ્લવી

[નરમ થઇ] તો પછી તમે ત્યાં કરશો શું? કહેશો શું?

વિભૂતિ

મારે કયાં કશું ઉછીનું કહેવું છે? કલા અને જીવન સંબંધી મારામાં જે કાંઇ વિચારો ઘડાયા હશે તે ત્યાં ઠાલવી દઇશ. એના નમૂનારૂપે કોઇક કોઇક ચિત્ર રજૂ કરીશ.

પલ્લવી

(રસથી) ચિત્રો એટલા વાસ્તે લઇ જાઓ છો? –પણ આટલાં બધાં?–(ટીખળથી) ભાષણ કેટલા કલાક ચાલવાનું છે?

વિભૂતિ

બહુ તો બે ચિત્રોનો એવો ઉપયોગ થશે. બાકીનાં પ્રદર્શનમાં ગોઠવાશે. તમે જાહેરાત ઉપરછલ્લી વાંચી ગયાં છો. નહિતર તમે જાણી શક્યાં હોત કે મારે કલાપ્રદર્શન ખુલ્લું મૂકતી વેળાએ જ એ ભાષણ ફેંકવાનું છે.

[ હસતી, માથું હલાવતી પલ્લવી વળી છાપામાં નજર પરોવે છે. પળવારે એ પાછી ઉંચું જૂએ છે. ]

બરાબર ને ?

પલ્લવી

હાજી, હા. વિભૂતિભાઇ, તમે ગમે તેટલા ગરમ થાઓ તો ય આજે હું તમને છોડવાની નથી. મિજ-લસને બદલે હું અહીં આવી તે ઠીક જ થયું છે. તમારૂં ભાષણ વાંચવા ન મળ્યું તો તમારા વિચારો જાણવા મળશે.

વિભૂતિ

ખુશીથી. તમારી કલા પ્રત્યેની ભાવના અને ભક્તિ મેં પહેલે પરિચયે જાણ્યાં છે અને મનમાં વખાણ્યાં છે. તમારી સાથે કલા વિષે ચર્ચા ચલાવવામાં પણ મને રસ રહે છે. વળી આજે એ ચર્ચીશું, તો મારે કાલે કામ આવશે.

પલ્લવી

એવી અવળી વાત ન કરો. કલા કે જીવન સંબંધી તમારે જે કહેવું હોય તે જ મારે સાંભળવું છે.

વિભૂતિ

બસ ? તો તો તુરત પતી જશે. મારો મુખ્ય મુદ્દો એક વાકયમાં આવી જાય છે. જ્યારે જીવન કલામય અને કલા જીવનમય થશે......

પલ્લવી

એટલે ?

વિભૂતિ

જ્યારે જીવનમાં કલા અને કલામાં જીવન ઓતપ્રોત થશે......

પલ્લવી

હાઆ......

વિભૂતિ

ત્યારે સંસાર સ્વર્ગ સમ શોભશે.

પલ્લવી

(વક્રભાવે) કલામાં જીવન અને જીવનમાં કલા ઓતપ્રોત કેમ થતાં હશે ?–ક્યારે થતાં હશે ?

વિભૂતિ

એનો નિયમ ન હોય, એની અવધ ન હોય.

પલ્લવી

ત્યારે ?

વિભૂતિ

કોઇ ધન્ય પળે એ એવું બની જાય કે આપણને સઘળું સ્વપ્નવત્ લાગે.

પલ્લવી

(ઠાવકી રહી) મને માફ કરશો : પણ પૂછું છું. આપને એવું સ્વપ્નું લાધ્યું છે?–કેમ કરતાં?–ક્યારે?

વિભૂતિ

(આંચકો અનુભવી) હું સામાન્ય સ્થિતિ કહેતો હતો, ત્યાં તમે તો અંગત બાબતમાં રસ લેવા લાગ્યાં !

પલ્લવી

( ફેરવી તોળી ) અરેરે ! તમે ઉંધું સમજ્યા. મારે તો એટલું જ જાણવું હતું કે સાચા કલાકારની કૃતિમાં એની ભાવનાનાં પ્રતિબિંબ પડતાં હશે કે?

વિભૂતિ

અવશ્ય.

પલ્લવી

અને તમારા કોઇ કોઈ ચિત્રમાં આશા કે નિરાશાના કોઇ કોઇ સૂર સંભળાય છે......

વિભૂતિ

એ અમસ્થા.

પલ્લવી

હશે. તમે અપવાદરૂપ હશો.

[ વિભૂતિ અનુત્તર રહે છે. એ અંદરથી અકળાય છે.

અસત્ય ન ઉચ્ચારવા અને સત્ય ઢાંકી રાખવા માણસને મૌન સેવવું પડે ત્યાં સુધી સારૂં છે.

વિભૂતિ

(મનમાં) આજે આ શું ?

પલ્લવી

તે દિવસે તમે કહેતા હતા કે કેટલાક ચ્હેરા એટએટલા સૌંદર્યસંપન્ન હોય છે કે તેને આબેહુબ ઉતારવા ચિત્રકાર એ મૂર્તિને પોતાની સામે પધરાવે છે.

વિભૂતિ

હા, કહ્યું હતું.

પલ્લવી

અને સુંદરીના અમુક વેળાના વળાંકા, દાખલા તરીકે સ્નાન સમયનો એનો અંગમરોડ, ચીતરવામાં જ્યારે કલ્પના કામ ન આપે ત્યારે એને આંખના અનુભવનો આશરો લેવો પડે છે.

વિભૂતિ

સાચું. પણ કહ્યું નહોતું

[ વિભૂતિ પરસેવો લૂછે છે. ]

પલ્લવી

તમે ભૂલી ગયા લાગો છો. એનું કંઇ નહિ.

પણ વાત સાચી છે એટલે બસ. (અધમીંચી આંખે) હવે જેને પોતીકી પત્ની ન હોય તેને તો મહા મુશ્કેલી !

વિભૂતિ

(મનમાં) મુશ્કેલી ખરી ! (પ્રકાશ) ખાસ નહિ.

પલ્લવી

થોડીઘણી ?

વિભૂતિ

ખરી.

[ વિભૂતિ આળસ મરડે છે. ]

પલ્લવી

(દાણો દાબતી) પણ તમારે તો એવી કશી મુસ્કેલીમાં મૂકાવાનો, કાં તો, પ્રસંગ જ નહિ પડયો હોય.

વિભૂતિ

(મનમાં) કેટલી કારમી સ્મૃતિ !

પલ્લવી

પરંતુ ક્યારે પડે.....

[ પલ્લવી પછીના શબ્દો ગળી જાય છે. ]

વિભૂતિ

(ઉસ્કેરાઇ) પલ્લવી ! પીલુબ્હેન ! તમે કોઇ દિવસ વધુકું બોલતાં નથી ને આજે ઉપાડો કેમ લીધો છે ?

[ પહેલાં તો પલ્લવી તાકી રહે છે. પછી હસે છે. ]

(છટાથી) મારે જવાને વાર છે. ત્યાં લગી, આડીઅવળી વાતોને બદલે, કંઇક કામ કરીએ. (હથેળીઓ મસળતો) પીલુબ્હેન, માસ દોઢ માસમાં તમે પ્રશંસનીય પ્રગતિ કરી કહેવાય. આજે કેટલીક અધરી રેખાઓ હાથ ધરીએ.

પલ્લવી

આજે ભણવું નહોતું. પણ ભલે. લ્યો, આમાં શું શું વંચાય છે ?

[ પલ્લવીએ વિભૂતિને પોતાનો હાથ ધર્યો હોય છે.
વિભૂતિ ડઘાય છે. શું કરવું, તે સૂજતું નથી. ]

(ખુબીથી) વિભૂતિ, જરા જૂઓ તો ખરા !

વિભૂતિ

(જોયા વિના) એમાં લખ્યું જ છે કે તમે અજબ કલાકાર થશો.

પલ્લવી

બીજું કાંઇ ?

વિભૂતિ

કલાની રેખા સિવાય બીજીતું મને જ્ઞાન નથી.

પલ્લવી

મને હોય તો ?

વિભૂતિ

(ગુંગળાઇ) મનમાં સમાવો.

પલ્લવી

(મક્કમતાથી) ના, ના. તમને તો કહેવાની. એ નિશ્ચયે તો અહિં આવી છું. વિભુતિ, મને એમ કે તમે સાનમાં સમજી જાઓ એવા હશો. પણ સહાનુભુતિને સ્થળે ઉદાસીનતા અનુભવું છુ, ત્યારે છેવટ બાજી ખુલ્લી મુકું છું. તમે મને કલાની બારાખડી બતાવો છોઃ હું એ ઘુંટું છું. પણ એ શાને વાસ્તે ? તમારા પ્રમાણપત્ર મુજબ મેં માસ–દોઢ માસમાં પ્રસંશનીય પ્રગતિ કરી છે. એ હશે. અને એ પણ શાને વાસ્તે ? એ તો કેવળ મારી હૃદયની પ્રગતિનો પડઘો છે. મૂળ ધ્વનિ તમે કેમ નથી સાંભળી શકયા; એ મારે કાજે કોયડો છે. વિભુતિ, કલાને જીવનમય અને જીવનને કલામય કરવા તમે સમાજ સામે શંખ ફુંકો છો, અને મને રેખાઓમાં વીંટળાઇ વળવાનું કાનમાં કહો છો ! કેવો વદતોવ્યાઘાત ? એવી કલા, એવી રેખા, એવા લીંટા મારે કાગળમાં ઉતારીને શું કામ છે ? મારે તો કલાને જીવનમાં વણવી છે. એટલે જ કોઇ કલાકારને જીવનસખા કરવો છે.

[ વિભૂતિ સાવ સ્તબ્ધ બની સાંભળ્યા કરે છે. ]

અને એ 'કોઈ' તે કોણ, એ આપ જાણો છો.

[ પલ્લવી બોલતી બંધ થાય છે. અનિમિષ આંખે એ વિભૂતિને નીરખ્યા કરે છે.]

વિભૂતિ

(મનમાં) આ જીવનમાં એ કેમ બને? ભૂત સંભારૂં છું ને ભવિષ્યથી કંપું છું! ના, ના, ન બને, નહિ જ બને.

પલ્લવી

વિભૂતિ, ઉત્તર આપો. એ માટે જ હું બકતી બંધ થઇ છું. તમે આજે જે માનો છો, આવતી કાલે જે મનાવવા માગો છો તે જીવનમાં ઉતારી શકવાની હામ તમારામાં છે ખરી? (હાથ હચમચાવી) વિભૂતિ ઉત્તર આપો.

[ આમ કરતાં પલ્લવીના શીર પરથી, ખભા પરથી, સ્તન પરથી, સાડી નીચે સરી જાય છે, પણ એ તત્કાળ સમી

ઓઢી લે છે.]

સ્ત્રીચરિત્રની વ્યાખ્યાઓ મેં વાંચી છે અને સાંભળી યે છે. હું તમને એવી મહા મુશ્કેલીમાં મુકવાની નથી. કારણ મારી મમતા, ભલે તમે તેને મમતા માનતા હો, એવી અલ્પજીવી નથી. લાંબા કાળથી એ હૃદયમાં જન્મી છે અને લાંબા કાળ લગી એને જીવાડવાની હોંશ છે. તે માટે તમારો સહકાર, એટલે કે સહચાર, અનિવાર્ય છે. (દીનતાથી) માગું છું. મળશે?

વિભૂતિ

(હાથ જોડી) મને માફ કરો, મને માફ કરો.

પલ્લવી

કારણ?

વિભૂતિ

ન પૂછો.

પલ્લવી

(હળવેથી) બીજે બંધાઈ ચૂકયા છો?

વિભૂતિ

(ભારથી) ના, નહિ જ.

પલ્લવી

ને તોય માફી માગશો ?

વિભૂતિ

(મનમાં) પીલુને અન્યાય કરૂં છું, પણ શું કરૂં ?

પલ્લવી

(મોં પડી જતાં) કદાચ તમારા આદર્શને અનુરૂપ હું નહિ હોઉં.

[ વિભૂતિ અંતરમાં પીડા અનુભવે છે. એના મોં પર શોકની લાગણીઓ છવાઇ જાય છે. ]

વિભૂતિ

(મનમાં) પૂર્વનાં પાપ કેટલાં પજવે છે !

[ વિભૂતિ બીજી બાજુ ફરી જાય છે. પલ્લવી સામે જઇ ઉભી રહે છે.]

પલ્લવી

તમે કંઇક તો કહો.

[ વિભૂતિ મુંઝવણમગ્ન હોય છે. વખત વીતતાં એના હોઠ સહેજ મલકે છે આ હાસ્યમાં પણ શોકની છાયા સ્પષ્ટ રીતે તરવરે છે.]

(મનમાં) પત્થર પોચો પડ્યો કે શું ?

વિભૂતિ

(મનમાં) બહાનું બરાબર જડ્યું.

પલ્લવી

(તાલાવેલી) બોલો, બોલો.

વિભૂતિ

શું બોલું ? તમે હતાશ થશો. પણ વસ્તુસ્થિતિ આપણી વિરૂદ્ધ છે.

પલ્લવી

(છણકો) એટલે ?

વિભૂતિ

તમે કહો છો તેમ આપણે કરીએ તો વિશ્વાસઘાતી ઠરીએ. બાપુજીએ તમને મને શિષ્યા તરીકે સોંપ્યા. એનો ગેરલાભ લઇ તમને શિક્ષણ સિવાયના માર્ગે વાળવાનો મને શો અધિકાર ?

[ પલ્લવી સાંભળી રહે છે, ઉત્તર આપતી નથી. વિભૂતિ :હાશ અનુભવે છે. પછી વિનય વાપરવા જાય છે.]

મારી, અરે ! આપણી, મુશ્કેલી સમજ્યાંને, પીલુ બહેન ?

પલ્લવી

(રૂંધિત રોફથી) પીલુ કહો.

[વિભૂતિ ઠંડોગાર થઈ જાય છે.]

(આંસુ આવતાં) એમ કેમ ન હોય કે આપણાં મન મેળવવા જ બાપુજીએ આ પેંતરો રચ્યો હોય?

વિભૂતિ

(વિનતિથી) બાપુ, ન હોય એમ ન હોય.

[આંસુ ઉભરાતી આંખે પલ્લવી વિભૂતિની આંખો ઉકેલવા મથે છે. ત્યાંય ઝળઝળિયાં આવેલાં જોતાં પાલવમાં પોતાનું મોં ઢાંકી દે છે.]

## સ્થળ : કલામંદિર

## સમય : બપોર, જાન્યુઆરી ૨, ૧૯૨૮

[ વિભૂતિ આયના સામે ઉભો છે. ગાલેથી, કપાળેથી પાઉડર લૂછી વાળમાં પોમેડ ઘસી, બ્રશથી બરાબર બેસારી એ પોતાની પ્રતિકૃતિ નીરખે છે ત્યારે જાણે પોતે પોતા સાથે પ્રેમમાં પડયો હોય એવો ઉન્માદ અનુભવે છે. ]

### વિભૂતિ

આકર્ષક, આકર્ષક! ગુલાબ આકર્ષક છે, એટલે ગુલાબી ગાલ આકર્ષક છે અને એટલે વિરલ વિભુતિ આકર્ષક છે!

[ પહોળા પગે વિભૂતિ ઓરડામાં લટાર લે છે ઝૂલાતાં નસ્કોરાં સહિત એ ભીંતો પરનાં ચિત્રો નીહાળતો હોય છે. તેવામાં ટેબલ પરનું 'આખર અવસ્થા'નું ચિત્ર તેની નજરે આવે છે. ]

( ચિત્ર આંખો આગળ લાવી ) ગર્વ ગળી ગયો!

ગુલાબ ખરી પડશે, ગુલાબી ગાલ ચીમળાઇ જશે, વિરલ વિભૂતી વૃદ્ધ થશે !

[ વિભૂતિ ચિત્રને ટેબલ પર ઉંધું મૂકી દે છે. વળી લટાર લેવા લાગે છે. આમ કરતાં એ 'અદ્વૈત' ચિત્ર પાસે પહોંચે છે. ]

( ચીત્ર ખખડાવી ) બસ, તત્ત્વજ્ઞાન સાચું છે. જ્યારે જે થવાનું હશે તે ત્યારે થશે.

ઘડપણની આગાહી અંગે જુવાની એમ ને એમ કોણે જતી કરી છે ?

[ વળી એ વિચારમાં પરોવાય છે. ]

( મનનથી ) એટલે પલ્લવી પ્રાણ પાથરવા તત્પર થાય એ સહજે સમજાય એવું છે. પરંતુ મારામાં એટલી લાયકી કયાં છે ? (કંકાસથી) હું તો પુરો પાપી છું !

[ કોઈનો પગરવ કાને આવતાં એ સ્વસ્થ થઇ જાય છે. હાથમાં હાથ પરોવી, પલ્લવી અને વત્સલા અહીં આવી પહોંચે છે. ]

(હથેળીઓ ચોળતો) આવો.

**પલ્લવી**

તમે આવી ગયા ?

વિભૂતિ

સવારના પહોરમાં જ.

વત્સલા

સારૂં કર્યું. તમારા વિના અમને નહોતું ગમતું. ખરૂંને, પીલું ?

[ પલ્લવી ઉત્તર નથી વાળતી. ]

અને મારી સુકુબહેન પણ તમને કેટલી વાર સંભારતી ! (પહોળા હાથે) ઓ હો હો !

વિભૂતિ

ખરેખર ?

પલ્લવી

ખરેખર. અત્યારે એમનાં મોકલ્યાં જ અમે અહીં આવ્યાં છીએ.

વિભૂતિ

એમ ?

વત્સલા

એ તમને મળવા માગે છે, તમે ક્યારે મળશો ?

પલ્લવી

એટલે કે તમે ક્યારે મળી શકશો ? એમણે આટલું પૂછાવ્યું છે.

વત્સલા

એમ જ.

વિભૂતિ

ના. વસુબ્હેન પહેલું કહ્યું તે બરાબર છે. હું જ સુકુબ્હેન આગળ આવી જઈશ. એમની તબિયતે તો આરામ છે ને ?

પલ્લવી

હાજી. (હળવેકથી) તમારી ?

વિભૂતિ

(દુભાતાં) મજાની.

વત્સલા

પણ આ બધું જોવા જેવું શું લાવ્યા છો ?

[ વત્સલા ઉઘાડી પડેલી બૅગ પાસે જઈ બેસી જાય છે અને અંદરની ચીજો ફેંદવા લાગે છે. ]

વિભૂતિ

વસુબ્હેન, જાળવીને જોજો.

વત્સલા

પણ પીલુ, તારે કાંઇ નથી જોવું ?

પલ્લવી

( ધીરે સાદે ) પછીથી.

વિભૂતિ

પીલુબહેન પાછળથી જોશે.

[ વત્સલા વસ્તુઓમાં મગ્ન છે.
પલ્લવી વિભૂતિને કરૂણ દૃષ્ટિથી દેખતી હોય છે.
વિભૂતિ ઢીલો પડયો જણાય છે. ]

(અદબ વાળી ) બોલો.

પલ્લવી

હવે શું બોલું ? મારે કહેવાનું હતું તે તો તમે સાંભળી લીધું છે.

વિભૂતિ

(નમ્રતાથી) હવે ?

પલ્લવી

હવે તો આમ પારકા સંદેશા પહોંચાડવાના રહ્યા !

[ વિભૂતિ નીચું જોઇ જાય છે. ]

વિભુતિ, તમે ત્યાં આવવાનો વિવેક કરવા ધારો છો પણ એ અહીં આવવા માગે છે.

વિભુતિ

કેમ ?

પલ્લવી

એ એ જાણે.

વિભૂતિ

આશ્ચર્ય !

પલ્લવી

તમારે પામવું હોય તો પામો. પરંતુ કૃપા કરી કોઇ વાતમાં મારૂં નામ ન આવે એટલું સંભાળશો. ભૂલેચૂકે ય ભાંગરો ન વાટશો.

[ વિભૂતિ ડઘાય છે. ]

હવે એ જ માગવાનું રહ્યું છે. બોલો; મારે માટે આટલું તો તમે કરવાવા જ ને ?

વિભૂતિ

(ભારપૂર્વક) કરીશ, કરીશ જ.

[ આખી એગ જોઇ વળેલી વત્સલા અત્યારે પલ્લવી–વિભૂતિનું જીવતું ચિત્ર જોતી હોય છે. ]

પલ્લવી

એટલો યે આભાર.

વિભૂતિ

(દર્દથી) આભાર ન માનો. માત્ર માફ કરો.

વત્સલા

(પાસે પહોંચી) વિભુતિભાઇ શાની માફી માગી?

પલ્લવી

(વત્સલાને) બધું જોઇ લીધું કે? શું શું સારૂં લાગ્યું?

વત્સલા

(વિભુતિને) પીલુનો તમે કાંઇ ગુન્હો કર્યો છે કે શું?

પલ્લવી

ના રે ના.

વત્સલા

તો પછી માફી શાની મગાવતી હતી? (નાક ચડાવી) મારે સુકુબહેનને કહેવું પડશે.

વિભૂતિ

(લુખ્ખા હાસ્યથી) અરે! વસુબહેન, તમે તો ગાંડાં છો!

વત્સલા

(માથું હલાવતી)-હું ગાંડી, એમ ને? લાવ; એ પણ બહેનને કહેવા થશે.

વિભૂતિ

(વિવેકથી) અમારે વાટાઘાટ ચાલતી હતી. હું કહેતો હતો કે હું જ આવી જઇશ.

સુકુમારી

પણ ...

વિભૂતિ

પણ પીલુબહેન કહેતાં હતાં કે તમે જ આવશો.

સુકુમારી

(કંટાળાથી) ચાલો. માથાકૂટ મૂકી દો. વસુ, પીલુ, તમો પાછાં જાઓ. મોટર લઇ જાઓ તો પછી પાછી મોકલજો.

વત્સલા

(બીતી) બહેન, અમે ચાલતાં જ જઈએ તો ?

સુકુમારી

પગને કસરત મળશે.

[ વત્સલા આગળ અને પલ્લવી પાછળ એમ બન્ને બહાર જાય છે. ]

(શ્વાસ લઇ) ભાઇ, વિભૂતિ, જોયું ને? છોકરાં તે છોકરાં! જે કામ માટે મેં તેમને મોકલ્યાં હતાં તે મારે સાથે જ રહ્યું! બોલો, આમ અડધાપડધા તૈયાર થયા જણાઓ છો તે ક્યાંઇ બહાર તો નહોતા નીકળતા ને?

વિભૂતિ

(કટકે કટકે) મનમાં વિચાર કરતો હતો, પણ એવું અગત્યનું કામ નથી.

સુકુમારી

(હોઠ મરકાવી) ત્યારે મારૂં કામ તો અતિ અગત્યનું છે. એટલે તો દોડી આવી!

વિભૂતિ

(શરમ ભજવી) પણ મને શરમમાં મૂક્યો!

સુકુમારી

વિવેક વહેતો મૂકો. શરમમાં તો તમે હજુ હવે મૂકાવાના છો. ત્યારે મારૂં મન જાળવશો તો હું સાચો સંતોષ પામીશ. અંતઃકરણથી આભાર માનીશ.

[ વિભૂતિ વિમાસણમાં પડે છે. ]

(આતુરતાથી) વત્સલાને તમે જોઇ ને?

વિભૂતિ

(મુંઝાતા) હા.

સુકુમારી

અને જાણો ને ?

વિભૂતિ

(જેમ તેમ) હા. (કાલાં કાઢી) પણ તમે આવું કાં પૂછો છો ?

સુકુમારી

મેળમાં. કહો; મારે વસુ શું થાય ?

વિભૂતિ

(હસી જઇ) કેવી મશ્કરી !

સુકુમારી

(ગંભીર રહી) તમે જાણતા હશો કે એ મારી દીકરી છે.

[ વિભૂતિ સુકુમારી સામું ફાટી આંખે તાકી રહે છે.

ત્યાં ભુલ થાય છે. તમારે સૌને મન, શ્રીમાનને

મન સુદ્ધાં, વસુ ગરીબ ગાય જેવી, જ્યાં દોરીએ ત્યાં જાય એવી ડાહી દીકરી છે. (ઘેલી બની) ના, ના. વસુ તો મારો દીકરો છે! મારૂં એકનું એક સંતાન! બીજાની આશા નથી, અરે! અપેક્ષા નથી. વસુ જ મારૂં જીવનધન!

[વિભૂતિના વિચાર સાંભળવાની ઈચ્છાથી
સુકુમારી આગળ બોલતી અટકે છે.
અસ્વસ્થ વિભૂતિ અવાક રહે છે.
એક હાથમાં બેએક છાપાં, બીજામાં લાકડી
એવા શ્રીમાન આવી ચડે છે.]

### શ્રીમાન

(આંચકો અનુભવી) સુકુ, તું અહીં ક્યાંથી? મોટર જોઇ મેં પીલુને ધારી હતી.

### સુકુમારી

મોટર નવરી હતી અને મારે પણ કાંઇ કામ નહોતું. એટલે થોડીઘણી ખરીદી ખાતર ગામમાં નીકળી તો વિભૂતિભાઇનાં બારણાં ઉઘાડાં દીઠાં! એટલે જરા ડોકિયું કર્યું.

### શ્રીમાન

સારૂં કર્યું.

સુકુમારી

પણ તમે ક્યાંથી ?

શ્રીમાન

(હસી) તારાથી ઉલટા જ કારણે.

વિભૂતિ

એટલે ?

શ્રીમાન

ગામમાં ગયો તો હડતાલ હતી ! બધું બજાર બંધ !

સુકુમારી

તો તો સાથે જ ઘરે જઈશું.

શ્રીમાન

હા. (મનમાં) પલ્લવી પ્રત્યે વિધાતા વાંકી લાગી છે ! સમય શોધી અહીં આવ્યો, તો સુકુ સામેની સામે !

સુકુમારી

તમારે વિભુતિભાઇને ખાસ તો નહોતું મળવું ને ?

સુકુમારી

(શ્રીમાનને) તો. કામ ખલાસ થયું. હવે જઇએ.

[ સુકુમારી એકલી જવા લાગે છે.
વિચારવમળમાં ગુંગળાતા શ્રીમાન પાછળ
ચાલતા હોય છે.
વિભૂતિ તેમની સાથે છે. ]

વિભૂતિ

આપ અહીં પધાર્યા તે મારાપર મોટી કૃપા કરી.

શ્રીમાન

(ઉંચે જોઇ) પરમ કૃપાળુ સિવાયની કોઇની કૃપા કાંઇ કામની નથી, કશી કિંમતની નથી.

[ પગથિયા પાસે અચાનક લાકડી લપસી
જતાં શ્રીમાન ગબડી પડે છે. પગથિયાની
કોર સાથે તેમનું કપાળ અફળાય છે. ]

વિભૂતિ

(ફાટયા સાદે) હેં એ, હેં એ ? શું થયું ?

[ તમ્મર આવતાં શ્રીમાન બેભાન બને છે.
વિભૂતિ શ્રીમાનનું શીર ખોળામાં લઈ
લે છે.
પરસેવે રેબઝેબ સુકુમારી તેમને પાલવનો
પંખો નાખવા લાગે છે.

સ્થળ : શયનખંડ

સમય : રાત, જાન્યુઆરી ૧૭, ૧૯૨૮

[ શયનખંડનું વાતાવરણ ગંભીર અને ગમગીન છે. ખૂણામાંથી આવતો બત્તીનો આકાશી પ્રકાશ પણ તેમાં શાંતિ અને શીતલતા પૂરે છે.

અશક્તિ અંગે પરવશ બનેલા શ્રીમાન પલંગમાં ઢળ્યા છે. એમની આંખ મળી ગયેલી જણાય છે.

એમના પગ પાસે, ઇસ ઉપર, સુકુમારી બેઠી છે.

વિભૂતિ ઓશીકા આગળ છે અને હલકે હાથે શ્રીમાનના કપાળ પર આંગળાં ફેરવે છે.

શ્રીમાન જાગી જાય

એની બીકે સુકુમારી અને વિભૂતિ સાવ ધીરે સાદે વાતો કરતાં હોય છે. ]

સુકુમારી

માંદગી ધીમે ધીમે વધી ગઇ ! શરીર કથળી ગયું !

શું થશે ?

વિભૂતિ

સૌ સારાં વાનાં થશે. બે રાતથી ઝુમો બંધ છે એટલે વળતાં પાણી માનજો. થોડા દિવસમાં તો હરતા ફરતા થઇ જશે.

સુકુમારી

મને લાગે છે કે ઝુમો પાડવાની શકિત પણ હણાઇ ગઇ છે. હવે તો એકલા ઇશ્વરને આશરે છે.

વિભૂતિ

અને એ જ એમને ઉભા કરશે.

[ શ્રીમાનને સહેજ ઉધરસ આવે છે.
સુકુમારી અને વિભૂતિ સેવા અર્થે ઉભાં થઇ જાય છે.
પણ શ્રીમાન તો બીજી બાજુ પડખું ફરી, ફરીથી શાન્ત થાય છે.
સુકુમારી અને વિભૂતિ એમનાથી જરા આઘાં ખસે છે. ]

સુકુબહેન, તમે મુંઝાશો માં. એમને કાંઇ થવાનું નથી. દુનિયામાં સારા માણસોની તો હમેશાં જરૂરત જ હોય છે.

સુકુમારી

એટલે જ હું વધુ વહેમાઉં છું. જેની જરૂરત હોય એ જ આપણને નથી મળતું, હોય છે તો નથી રહેતું.

વિભૂતિ

ના, ના, એવા અશુભ વિચાર ન લાવશો.

સુકુમારી

શું કરૂં? પરાણે મનમાં પેસે છે અને મને મુંઝાવી મારે છે! દિવસ ને રાત હજારો કારમી કલ્પનાઓ આવે-જાય છે અને પછી ભયંકર ભવિષ્યની આગાહીથી પળેપળ હું કંપું છું! વિભૂતિભાઇ, મારૂં શું થશે!

[ પડખે પડેલી ખુરશીમાં બેસી જઇ સુકુમારી પાસેના ટેબલ પર પોતાનું માથું નાખી દે છે.

બીજી

ખુરશીમાં વિભૂતિ બેસે છે.

વિભૂતિ

(સુકુમારીનું માથું ઉંચકતો) એમ ઢીલાં ન થઇ જાઓ. હિંમત રાખો. તમારાં જેવાં સંસ્કારી સ્ત્રી આમ હારી જાય એ ઠીક કહેવાય?

[ સુકુમારી વળી માથું ટેબલ પર ટેકવે છે. આ વેળા વિભૂતિની હથેળી તેની નીચે હોય છે.

દરમિયાન શ્રીમાન વળી પાસું બદલે છે. ઝીણી આંખે સુકુમારી અને વિભૂતિને જરા વાર જોયા કરી ખોટી ઉધરસ ખાય છે.

સુકુમારી અને વિભૂતિ ઉભાં થઈ જાય છે. ]

શ્રીમાન

તમે ત્યાં શું કરો છો ?

સુકુમારી

અમસ્થી વાતો. તમને તેથી અડચણ આવી ?

શ્રીમાન

ના, સુકુ. પણ તમે બેઉ હજુ જાગો છો ?

વિભૂતિ

જાગવું જોઇએ જ ને ?

શ્રીમાન

પણ એમ તો પછી મને સાજો કરવા જતાં તમે માંદાં પડશો. આમ ઉજાગરા કર્યે કાંઇ મારૂં દર્દ તમારાથી લઇ લેવાવાનું છે ?

[ બન્ને શાન્ત રહે છે. ]

જાઓ; સૂઇ જાઓ.

સુકુમારી

પણ તમે આટલા પીડાતા હો ને મને ઉંઘ કેમ આવે? તમારી પાસે કોઇક તો જોઇએ ને?

શ્રીમાન

તો એક જણ રહો. વારા કાઢો.

[ સુકુમારી વિચારમાં પડે છે. ]

વિભૂતિ

એ સાચું કહ્યું, બહેન. તમે સૂઇ જાઓઃ હું જાગું છું.

સુકુમારી

ઉંહુ, મને એ કેમ શોભે? જાઓ, તમે આરામ કરો.

શ્રીમાન

એ બરાબર છે. પછી સુકુની આંખ ઘેરાય એટલે તમે આવજો. જાઓ.

વિભૂતિ

વારુ.

[ વિભૂતિ જાય છે. ]

શ્રીમાન

બિચારો બહુ ભલો માણસ નીકળ્યો.

સુકુમારી

જેને સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ કહીએ તેવો.

શ્રીમાન

પણ એ આમ ઉભા પગે આપણી–મારી ચાકરી કરે એ નવાઈ નહિ ?

સુકુમારી

ના.

શ્રીમાન

એમ કેમ કહે છે ?

સુકુમારી

એ કહેતા હતા, કકળાટ કરતા હતા કે તમે તેને ત્યાં લપસી ગયા અને તેમાંથી આ મંદવાડ આવ્યો ! તમે તેનું જીવન ઉદ્ધાર્યું અને તેણે તમારૂં જીવન...

શ્રીમાન

હોય. થવા કાળ. એમાં એ શું કરે ?

સુકુમારી

બનતી ચાકરી.

[ શ્રીમાન ગળે હાથ ફેરવે છે. ]

શ્રીમાન

સુકુ, છોકરાં પોઢી ગયાં?

સુકુમારી

ક્યારનાં.

શ્રીમાન

મને માંદો જોઇ બિચારાં મુંઝાતાં નથી ને? આખો વખત એમને ઘરમાં ન ગમતું હોય તો સાંજનાં ભાગમાં બહાર ફરવા મોકલવાં હોં. એમનાં અંતરમાં ક્લેશ ન થાય એટલું જોજે.

સુકુમારી

તમે બહુ ન બોલો. શ્વાસ ચડશે. વસુ તો તદ્દન બાળક છે એટલે તમને તાવ આવ્યો છે તે આજ કાલમાં ઉતરી જશે એમ માને છે.

શ્રીમાન

ભોળી વસુ!

સુકુમારી

અને પીલુ તો મીંઢી થઇ ગઇ છે. નથી કાંઇ બોલતી કે નથી ક્યાંઇ જતી.

શ્રીમાન

મીઠી નહિં, મૂઢ બની હશે. એની કીર્તિને પણ એવી ટેવ હતી. માનો એટલો વારસો મળ્યો લાગે છે.

સુકુમારી

એમ કહો.

શ્રીમાન

એને તું ઓછું ન આવવા દેતી, હોં.

સુકુમારી

વારૂ. (મોં ઢાંકી) પણ તમે એવી એવી વાત ન કરશો. ગભરાટમાં ને ગભરાટમાં મારૂં રૂંવાડે રૂંવાડું બેઠું થઇ જાય છે.

[ શ્રીમાન હૃદય પર હાથ લઇ જઇ ઘડીભર શાન્તિ સાચવે છે. પછી-]

શ્રીમાન

(હોંશ લાવી) સુકુ. એ સારૂં સાંભર્યું, તો પછી તે દિવસે અધૂરી મૂકી હતી તે વાત આજે ઉપાડું.

સુકુમારી

કઇ ?

શ્રીમાન

મારા જીવનની. (હસી) તે જાણવાની તો તને

તાલાવેલી લાગી હતી ખરું?

સુકુમારી

(ઉત્સાહથી) હા, હા, તમારી સ્મરણશક્તિને યે ધન્ય છે!

શ્રીમાન

તારું બોલ્યું તો મારે હૈયે જ હોય. (વાળમાં આંગળાં પરોવતાં) કહે: આપણે ક્યાં લગી આબુમાં હતાં?

[ સુકુમારી સંભારી જૂએ છે. ]

મારાં પહેલી વારનાં લગ્ન લગી?

સુકુમારી

ના, ના, ના. કાં તો માતાનાં મૃત્યુથી આપણે બીજી બાજતો પર વળી ગયાં હતાં.

શ્રીમાન

બરાબર, બરાબર, તારી સ્મરણશક્તિ યે...

સુકુમારી

(શરમાઇ) મશ્કરી મા કરો.

શ્રીમાન

જા; જવા દઉં છું.

[ શ્રીમાન મૂછોમાં હસતા હોય છે. પણ સુકુમારી ધીર ને ગંભીર છે. ]

સુકુ, હવે આગળ સાંભળ.

સુકુમારી

(ફિકર કરી) પણ તમને વધુ પડતું બોલવાની મના છે. બોલવા દઈશ તો દાકતર સાહેબ મારો વાંક કાઢશે.

શ્રીમાન

ભલે કાઢે. કાં તો એ લોકોને સંસારની સુજ નથી હોતી. દરેક દર્દી સંસારી પણ છે એ સાદી હકીકત એઓ ભૂલી જાય છે; અથવા તો ભુલી જવાનો ઢોંગ કરે છે. એની આડાં એવાં બંધન પાથરે છે કે આપણે તોડવાં જ પડે. પરિણામે એ બહાને પોતે આપણા બંધનમાંથી મુકિત મેળવી લે છે, ભલે મેળવે.

[ શ્રીમાન બેઠા થાય છે. ]

હું પણ સંસારી છું, મારે સ્ત્રી છે, બાળકો છે. એમના જીવનનું ઘડતર મારે શીરે છે. મારી આંખ સદાને સારૂ મીંચાઇ જાય એ અગાઉ ..

સુકુમારી

(ધ્રુજી જઇ) ન બોલો.

શ્રીમાન

નહિ બોલું.

[ સુકુમારી નરમ પડી ગઇ છે. ]

(બરડો પંપાળી) વહાલી સુકુ. પછી પંદરમે વરસે હું પરણ્યો–કીર્તિને. એ ભણી નહોતી, પણ ભલી હતી. હું એને શુકનિયાળ પગલાંની માનતો.

સુકુમારી

કારણ ?

શ્રીમાન

કારણ કે એ આવી ત્યારે, જાણે પોતાની પાની પાછળ લાવી હોય તેમ લક્ષ્મી પણ તુરત આવી હતી.

સુકુમારી

(ઉલ્લાસમાં આવી) ત્યારે તો એક લગ્ને તમને બબ્બે લક્ષ્મી સાંપડેલી, કાં ?

શ્રીમાન

(ભારે હૈયે) હા, તો ય મારા સંસારમાં સુખ ન ઉગ્યું.

સુકુમારી

શું કહો છો ? કીર્તિબહેનનાં તો સૌ સરખાં વખાણ કરે છે.

શ્રીમાન

ખરૂં. સઘળાં વખાણને પાત્ર એ હતી.

સુકુમારી

તો પછી ?

શ્રીમાન

તો ય મારા સંસારમાં સુખ ન ઉગ્યું, તે ન જ ઉગ્યું. એનું કારણ હું હતો.

સુકુમારી

કેવી રીતે?

શ્રીમાન

જીવનમાં લક્ષ્મી જોઇ નહોતી અને સામટી મળી એટલે હું માણસ મટયો.

સુકુમારી

એટલે?

શ્રીમાન

એનો અર્થ ઉંડો છે. તને આશ્ચર્ય લાગશે: કારણ કે કીર્તિના અકાળ અવસાનથી મને પૂરતો પાઠ મળતાં મારો ઉન્માદ ઉતરી ગએલો.

સુકુમારી

એટલે?

શ્રીમાન

લે સ્પષ્ટ કહું. તને અનામત મૂડી માફક હું કેમ સાચવી રહ્યો છું; તે પણ એમાં આવી જશે.

[ સુકુમારી આંચકો અનુભવે છે ]

એમ ચમકીશ ના. તો પાર નહિ આવે.

[ સુકુમારી સ્વસ્થ થાય છે ]

(આંગળી ચીંધી) પેલી છબી જોઇ? અમે પરણ્યા ત્યારે પડાવી હતી.

સુકુમારી

એટલું તો હું જાણું છું. એ જોતાં વેંત મેં એમ ધાર્યું હતું અને ત્યારે ને ત્યારે ખાત્રી કરી લીધી હતી.

શ્રીમાન

શાબાશ.

[ સુકુમારી અવળી ફરી હસતી હોય છે. ]

શાબાશ, મારી સુકુ. સ્ત્રી એકલી કદિ નથી અવતરતી. ઇર્ષ્યાબ્હેન સોડમાં જ સંતાએલી હોય છે. એમાં તું અવળી શું ફરી?

[ શ્રીમાન સુકુમારીને પોતા પ્રતિ ફેરવે છે. સુકુમારીના હોઠ પર હાસ્ય નથી હોતું. ]

પણ આ તો જૂદો જ વિષય થઇ ગયો! ચાલ, અસલ ઉપર આવીએ.

[ સુકુમારી શ્રીમાન સામું જોયે જાય છે. ]

એ છબી જોઇ ને? ( હાથ પહોળા કરી ) કીર્તિ એવી અલમસ્ત હતી.

[ સુકુમારીના હોઠ મરકે છે. ]

પણ પછી એને જોઇ હોય તો જાણે એ કીર્તિ

જ નહિ ! ધીમે ધીમે એ પાતળી પડતી ગઇ.

સુકુમારી

એમ કેમ ?

શ્રીમાન

એ રોગી બની હતી. દિવસે દિવસે શરીર ગળતું ગયું. પછી એ જીવન જીવતી નહોતી, વીતાડતી હતી.

સુકુમારી

હું નથી સમજતી.

શ્રીમાન

( છેક પાસે લઇ ) સાંભળ. પલ્લવી મારૂં સાતમું સંતાન છે. ચાર પુત્રો ઇશ્વરે આપ્યા અને પાછા લઇ લીધા ! આખરે તો નિર્વંશ જવું રહ્યું ! ( નિશ્વાસ મૂકી ) જેવી હરિની મરજી. એ રાખે એમ રહેવાનું છે.

[ સુકુમારીને કમકમાં આવે છે. એ સમજી જતાં શ્રીમાન વાત લંબાવે છે. ]

સંતાને સંતાને કીર્તિ ક્ષીણ થતી ચાલી. તો યે મારૂં પશુપણું ચાલુ રહ્યું ! પલ્લવી વેળાએ પછી અવધિ

આવી અને એ ચાલી ગઇ.

[ થોડી પળ ચૂપકીદી ચાલે છે. ]

એને ઉગારવા મેં પૈસાનું પાણી કર્યું હતું. એટલે એ ગઇ ત્યારે વળી મારી કને ફૂટી દમડી ન રહી! પછી પલ્લવીને મોસાળ મૂકી અને હું રખડતો થઇ ગયો.

સુકુમારી

શું કામ? પીલુને પુત્રી ગણી ઉછેરે એવી...

શ્રીમાન

ના. મારે માટે બીજી સ્ત્રી માર્ગમાં નહોતી પડી. પહેલી પણ માંડ મળી હતી.

[ સુકુમારી સાંભળી રહે છે. ]

એટલે હું અહીં ગયો, તહીં ગયો, ગરીબોની ગલીઓમાં અને દાનવીરોના દરવાજે રાત ને દિવસ રખડ્યો. પરિણામે પાંચ પૈસા એકઠા થતાં વેપાર આદર્યો. ઓચિંતો કમાયો અને વરસ દહાડામાં તો હું શેઠિયાઓના સંઘમાં ખપી ગયો.

સુકુમારી

પછી?

શ્રીમાન

એક સવારે ઓચિંતો તાર આવ્યો.

સુકુમારી

કે...?

શ્રીમાન

એક સજ્જન પોતાના કુમારીરત્નને મને સોંપવા માગતા હતા. તારથી જ ઉત્તર આપવાનો હતો.

સુકુમારી

(હસી) અને તમે હા લખેલી, કાં ?

શ્રીમાન

હા. ઇશ્વરમાં આસ્થા રાખી મેં હા લખેલી. લગ્ન સત્વર લેવાયાં આસ્થા પૂરેપૂરી ફળી. કોઇને ન મળે એવી કન્યા મને મળી હતી.

[ સુકુમારીને ગાલે શ્યામલ શરમ આવે છે. ]

(હળવે હળવે) સુકુ, વચગાળાનાં પાંચ વર્ષ કેમ વીત્યાં છે; શારીરિકથી યે માનસિક વ્યથાઓ, કેટલી વિશેષ ભોગવી છે, એ મારું મન જાણે છે. (કાનમાં કહેતાં) પુરૂષને ન શોભે એટલી હદ સુધી હું પતિત થએલો. એમાં તું ન મળી હોત તો સ્થિતિ ક્યાં જઇને અટકત; તે આજે પણ કલ્પી શકાતું નથી. સુકુ, તું તો મારી જીવનતારિણી છું.

[ શ્રીમાન સુકુમારીના ખભે શીર ઢાળે છે અને વળી ઉંચકી લે છે.

સુકુમારી હેતાળ હાથે તેને પંપાળે છે. ]

(શીતળ ચુંબન લઇ) અને તને યાદ છે ને ?–

પરણ્યા પહેલાં તારૂં નામ કુમારી હતું ! તારા પિતાને તો એમ જ હશે કે જીવનભર તું કુમારી જ રહેવાની !

[ સુકુમારી ચુંબન પાછું વાળે છે. ]

(ટીખળથી) પણ જ્યારે મેં જાણ્યું કે કુમારી મને પરણી ગઇ છે, હવે તેને કુમારી કહેવી ખોટી છે, શ્રીમાન સમું એને સૌભાગ્ય સાંપડયું છે, ત્યારે તેની આગળ શોભાનો 'સુ' મૂકી દીધો અને કુમારી મારી સુકુમારી થઈ ! શું સરસ !

[ શ્રીમાન સુકુમારીને સોડમાં લે છે. એવે વખતે એમના નિર્બળ બાહુમાં પણ ચેતનનો સંચાર થાય છે. ]

(આવેશથી) મારા હૃદય, આમ જ જો જીવવાનું હોય તો ?

[ શ્રીમાનના હાથ છૂટી જાય છે. સુકુમારીની આંખોમાં આંસુ ઉભરાય છે. ]

(લુછી લઇ) આમ બાળક ન બનીએ. તું ધીરજ ખોઇશ એ કામ કેમ આવશે ?

[ સુકુમારી બોલી નથી શકતી. ]

એ વાત જ જવા દઉં. સુકુ, પછી હું પુછું એનો તો ઉત્તર આપીશને ?

સુકુમારી

(દીન ભાવે) શું પૂછો છો ?

શ્રીમાન

આ વિભૂતિ વિષે તું શું ધારે છે ?

સુકુમારી

તમે વળી એ વાત કાં કાઢી ?

શ્રીમાન

(આંખ મીંચી) મારે કામ છે. તને તેને માટે માન ખરૂં ?

સુકુમારી

તમને ?

શ્રીમાન

મને તો છે જ. પણ તને !

સુકુમારી

ખરૂં.

( શ્રીમાન વિચારવા લાગે છે. )

(ચિંતાતુર થઇ) કેમ પૂછ્યું ?

શ્રીમાન

અમસ્થું.

સુકુમારી

ના. સાચું કહો.

શ્રીમાન

મારો વિચાર લગીર લાંબો છે.

સુકુમારી

તો યે કહો.

શ્રીમાન

તો પછી હૈયું કઠણ રાખજે. રડવું ને સાંભળવું એ બે નહિ બને.

( સુકુમારી સહેજ ટટાર થાય છે. )

વ્હાલી, મંદવાડને પુરા પંદર દિવસ થયાં અને રોજ કાંઇને કાંઇ ફરિયાદ વધતી જ જાય છે. ક્યારે શું થશે, તે સમજાતું નથી. તો પછી ગમે તેવી પરિસ્થિતિ માટે મારે તૈયાર રહેવું જોઇએ.

( સુકુમારી બોલવા જાય છે. )

(અટકાવી) બાપુ, એક વાર બધું સાંભળી લે. પછી હું તને સાંભળીશ. જીવીશ ત્યાં સુધી તારો જ છું.

( સુકુમારી અબોલ બેસી રહે છે. )

સારૂં છે કે વિભુતિ ઘરના માણસ જેવો થઇ ગયો છે. મને, તને, બાળકોને તેનાથી સંતોષ છે. સાચું ને, સુકુ?

સુકુમારી

હા પણ તેનું શું?

શ્રીમાન

મારા ગયા પછી પણ વિભૂતિ અહીં રહી શકશે.

સુકુમારી

કઇ રીતે?

શ્રીમાન

(શાન્તિથી) જમાઇ તરીકે. મારા મગજમાં એ ઉતરી ગયો છે. તને પણ ગમે છે. એટલે એ બરાબર બંધ બેસશે. કેમ?

(સુકુમારી વિચારમાં પડી છે)

એમાં ઝાઝું વિચારવા જેવું નથી. ઉજળું દીવા જેવું છે. એમ કર્યા વિના વિભૂતિ તારી, એટલે કે તમારી, જોડે રહી કેમ શકે? લોક ફાડી ન ખાય?

સુકુમારી

(સશંક) વારે વારે તમે મને વચ્ચે કેમ નાખો છો?

શ્રીમાન

કારણકે એ અહીં રહેશે એટલે મુખ્યત્વે તારે જ તેની સાથે કામ લેવાનું રહેશે. બિચારાં બાળકોને એ શે આવડે?

(સુકુમારીનું દિલ દુભાતું હોય છે.)

સુકુ, મારૂં કહેવું તું સમજી?

સુકુમારી

(વક્રભાવે) બરાબર સમજી.

શ્રીમાન

તો ખુલ્લેખુલ્લા દિલથી કહે કે એ તને અનુકૂળ આવશે ?

( સુકુમારી અંતરમાં ધુંધવાતી હોય છે.)

(ઠસકું આવતાં) સુકુ, આ ઉધરસ જૂદી છે.

( સુકુમારીની આંખના ખૂણા રાતા થયા છે. )

(એ ન જાણતાં) સુકુ, તું હા કહે એટલે હું વિભુતિને વિનતિ કરૂં. અત્યારે નક્કી થાય એમ હોય તો કાલની સવાર મારે નથી થવા દેવી.

સુકુમારી

(આડું જોઇ) તમને ગમતું, ગળે ઉતરતું તમે કરી શકો છો.

શ્રીમાન

પણ તારી સલાહ શી છે ? હું તારો મત માગી રહ્યો છું. તું દિલ છૂપાવીને વાત કરતી હો એવું કેમ લાગે છે ?

સુકુમારી

[સ્થિર દ્રષ્ટિથી] કહું ?

શ્રીમાન

અલબત્ત

સુકુમારી

(સ્વસ્થતા સાચવી) મને ક્યારની, કેટલાય દિવસની, ગંધ આવે છે કે મારા પ્રત્યે તમે જ તમારૂં દિલ ઢાંકીને ફરો છો. તમારા હોઠ પરનું હાસ્ય જોઉં છું: પણ તમારૂં હૃદય રડતું હોય છે. તમારો શબ્દ સાંભળું છું અને મને એમાંથી જૂદો જ, તમે ઉપ-રસને ગણાવી તેવો અર્થ મળી રહે છે. પછી હું શું કહું, શું કરૂં ?

(શ્રીમાનના મુખ ઉપર અકળામણ દેખાય છે.)

તમે જાણો છો કે આપણા વચ્ચે, જેટલું વયનું તેટલું વિચારોનું અંતર હતું.

શ્રીમાન

ના, ના. કેટલીક વાર આપણે એકમત હોઇએ છીએ: પણ પરસ્પર પારખી શકતાં નથી.

સુકુમારી

અને તો એમ. પણ આપણું વર્તન વફાદાર હતું.

શ્રીમાન

હતું જ.

સુકુમારી

હા; હતું. કારણ ત્યારે વહેમનું વાદળ કોઇના મન ઉપર ઘેરાએલું નહોતું. આજે એ આવી ચડયું છે અને જીવનને અંધારૂં આપી રહ્યું છે.

( સુકુમારી ગળગળી બને છે.
શ્રીમાન પ્રશાન્ત હોય છે. )

(ખભા ઝાલી) વહાલા, કહો. મારી વાત ખોટી છે ?

શ્રીમાન

(માંડ માંડ) નહીં.

સુકુમારી

(ડુસકા ભરતી) અરે રે ! મારો એવો શો વાંક ?

શ્રીમાન

(વાળ પંપાળતો) વાંક મારો છે. તું આવી અને આઠમે મહિને મને વત્સલા મળી.

[ સુકુમારી વીજળી અનુભવે છે. ]

મને થયું કે આ શું ? દાક્તર મિત્રને પૂછ્યું તો કહે કે બાળક સાતમે મહિને પણ અવતરે અને જીવે. પુસ્તકમાંથી મને તેનાં દાખલા દેખાડયા અને મારા મનને શાન્તિ વળી.

[ સુકુમારી દિલમાં હાશ પામે છે. ]

ત્યાં તું પીળી પડવા લાગી અને કીર્તિનો કડવો અનુભવ મારી આંખ આગળ આવ્યો. મહા મુશીબતે પછી હું મારી પશુતાને બને તેટલી રોકી રાખતો.

સુકુમારી

(તીણી નજરે) રોકી રાખતા ?-મહા મુશીબતે ?

શ્રીમાન

ના, અત્યારે સાવ સાચું બોલવાના વેગમાં છું તો સઘળું સાચું જ કહીશ. ખરી બીના એ હતી કે કીર્તિના જીવતાં એ પશુતાને મેં લોથ કરી નાંખી હતી એના જતાં અક્ષમ્ય કુટેવે લગભગ મારી નાંખી હતી.

સુકુમારી

એટલે...

શ્રીમાન

એટલે પછી સંયમ સાચવવામાં મારે મહા મુશીબત જેવું કશું નહોતું. હું મનમાં સંતોષ લેતો કે એમે તારૂં જીવન ધૂળમાં મળતું અટકશે તો પરીણામે મને લાભ જ છે. પણ એમ માનતાં હું ભુલી ગયો કે મારી ઉતરતી, પણ તારી ઉછળતી, જુવાનીનો એ કાળ હતો.

સુકુમારી

હશે.

શ્રીમાન

ના; હતો જ.

સુકુમારી

તોય તેનું હવે શું ?

શ્રીમાન

(તરંગે ચઢી) તોય બાર બાર વરસો સુધી એક સતીની જેમ તું મને વળગી રહી, વફાદાર રહી એ અજબ છે ! સુકુ, હું સાચું કહું છું– કે ખીલતી કળી જેવી સુંદરીથી આમ સચવાવું સહેલું નથી. પરંતુ હવે તારી કસોટી થશે. જીવનભર તને અન્યાય આપનાર હું નહિ હોઉં, સદાનો સેવા સાધનારો વિભુતિ હશે ત્યારે...

[ શ્રીમાન વાકય અધુરૂં રાખે છે.

સુકુમારી

( ખીજાઇ જઇ ) ત્યારે હું લોલુપતામાં લપસી પડીશ, એમ ને ?

શ્રીમાન

( શાન્તિથી ) હું એવું આળ નથી ચડાવતો.

સુકુમારી

ત્યારે ?

શ્રીમાન

કેવળ કલ્પના કરૂં છું.

સુકુમારી

કલ્પનાયે કેવી ? તમારા મગજમાં એ આવી

ક્યાંથી? આવી તો ય એ કહેતાં જીભ કેમ ઉપડી?

શ્રીમાન

સુકુ, આમ આકુળી ન થા. તને જે કડવું લાગે તે મારે કહેવું નહિ?

સુકુમારી

એ ન્યાયે તમે ગમે તેમ ભરડી શકો, કેમ?

શ્રીમાન

ના. પણ મનના સંશય તો સહેલાઇથી, સીધી રીતે રજુ કરી જ શકું.

સુકુમારી

વાહ! મારા સૌભાગ્ય, વાહ!

[ સુકુમારી શ્રીમાનને વળગવા જાય છે.
પણ શ્રીમાન અળગા રહે છે. ]

કેમ? આઘા કેમ હટ્યા? વેલની જેમ તમને વળગી રહું, એટલે વર્ત્તમાને વહેમને અવકાશ ન રહે.

શ્રીમાન

મારી ચેતવણી ભવિષ્ય સામે હતી સુકુ, તારો સ્વભાવ સાવ વિચિત્ર છે. નથી પૂરૂં સાંભળતી, નથી પૂરૂં સમજતી અને એકલું એકદમ ગુસ્સે થતાં શીખી છું. છેલ્લું મારા મનને લાગતું સત્ય તું નહિ સાંભળે? અને એ મુંઝવણ સાથે જ મરવા દઇશ?

સુકુમારી

અત્યાર સુધી છૂપું શીદ રાખ્યું? તમને લાગતું સત્ય સંભળાવવામાં ભવિષ્યની ચેતવણી કરતાં ભુતના કંઇકનો ભાગ વધારે લાગે છે. જ્યારે કહેવું જ છે ત્યારે કહેવાય તેટલું કહી નાખો ને?

શ્રીમાન

પણ એ સાંભળવાની શાન્તિ તારામાં ક્યાં છે?

સુકુમારી

(નીચી નજરે) છે.

શ્રીમાન

તો કોણે ના કહી? સાંભળ. વિભૂતિ પહેલવહેલો આપણે ત્યાં આવ્યો ત્યારે તું તેને એક રાતનો આશરો આપવા પણ રાજી નહોતી. પછી એને જવાનો વખત થયો ત્યારે તું જ તેને વધારે વાર રાખવા આગ્રહ કરતી હતી! આઠ કલાક જેટલા અલ્પ સમયમાં તો તું તદ્દન ફરી ગયેલી!

સુકુમારી

હા. પછી?

શ્રીમાન

પછી વસુ–પીલુના અભ્યાસઅંગે તમે અવારનવાર મળતાં. હું એ જોતો.

સુકુમારી

સાચી વાત.

શ્રીમાન

આખર આવ્યો પેલો પ્રસંગ.

સુકુમારી

કયો ?

શ્રીમાન

જ્યારે આપણે વિભૂતિને ત્યાં અથડાઇ પડેલાં ! પીલુ પાસેથી પછીથી મેં જાણી લીધેલું કે તારૂં ત્યાં જવું આકસ્મિક નહોતું, બાજી ગોઠવેલી હતી.

સુકુમારી

બરાબર.

શ્રીમાન

અને અત્યારે આ પથારીમાં પડ્યો પડ્યો પણ શું નિદ્રામાં કે શું તંદ્રામાં, બીજું જોતો નથી. મને ઉંઘતો જાણી મારા મૃત્યુની વાત તું તેની સાથે ચર્ચી શકે છે. મને બીજે પડખે સૂતેલો જોઇ તું તેની હથેલીમાં શીર સમાવી શકે છે ! (હૃદય દબાવી) આ હ ! હું તે તને કેટલું કહું !

સુકુમારી

અરે ! સઘળું. કલ્પનામાં આવે એટલું.

[ ઉંડી આંખે શ્રીમાન તાકી રહે છે. ]

કહેવા માંડો, કહી નાંખો. હૃદયદર્શનનો આવો અવસર ફરી ફરી નથી સાંપડતો.

### શ્રીમાન

આટલું ઓછું છે ? માણસના ચિત્તને ચકડોળે ચડાવવા માટે, વહેમને સર્વોપરી સ્થાપવા માટે આટલું બસ નથી ?

### સુકુમારી

(કડકાઇથી) છે જ. અને હું જાણું છું કે, એને દૂર કરનાર દુનિયામાં કોઇ નથી.

[ શ્રીમાન સડક બને છે. ]

એટલે હું યે એ અફળ યત્ન નહિ કરૂં. ગમે તેવી, તો યે તમે મને આમ નિભાવી એટલા ખાતર હું તમારી ઋણી છું. પરંતુ એ ઋણનો ભાર અત્યારે અત્યંત વધી ગયો છે અને વધારે વખત ઉંચકાય એવો રહ્યો નથી, એટલે હું ઉતારી નાંખવા માગું છું.

### શ્રીમાન

( અકળાઇ ) એટલે ?

### સુકુમારી

આપની આગળથી અળગી થઇશ.

શ્રીમાન

(હોઠ ફફડાવતા) ક્યાં જઇશ ?

સુકુમારી

જઇશ ક્યાંઇ નહિ.

[ શ્રીમાન કંપ્યા કરે છે. ]

વિભૂતિને લઇને નાસી નથી જવાની.

શ્રીમાન

તો પછી ?

સુકુમારી

સાવ સાધારણ વાત છે.

શ્રીમાન

શી ?

સુકુમારી

કે જેને જોતાં વેંત વહેમનાં વાદળ ગગડે એવા વાંકવાળી હું તમારા જેવા પવિત્ર પુરૂષ પાસે ક્યા મોંએ બેસી શકું ?

[ શ્રીમાનના દિલમાં ડંખ વાગે છે. ]

ન જ બેસી શકું. જેના સુર જૂદા છે એવા કોકિલ ને કાગડી એક ડાળે કેમ શોભે ? ન જ શોભે.

[ શ્રીમાન આંખ આડા આંગળાં ધરે છે.
ક્રોધની મૂર્તિ સમી સુકુમારી
ત્યાંથી ચાલતી થાય છે. ]

શ્રીમાન

સુકુ ! મારી સુકુમારી !

[ શ્રીમાનનો સાદ ફાટી જાય છે. એની આંખોમાંથી દડદડ આંસુ વહ્યાં જાય છે. કલ્યાણ અંદર દોડી આવે છે. ]

(આડું જોઇ) કલ્યાણ, તું કાં આવ્યો ? વિભૂતિને મોકલ.

વિભૂતિ

(દાખલ થતાં) આવ્યો; બાપુ.

[ કલ્યાણ પાછો જાય છે. ]

શ્રીમાન

(સામું જોઇ) બેસ, બાપુ.

વિભૂતિ

તમે મને બોલાવ્યો ?

શ્રીમાન

ના. સુકુને સાદ પાડતો હતો.

વિભૂતિ

એ તો અહીં હતાં ને ?

શ્રીમાન

હાલ જ ગઇ.

વિભૂતિ

બોલાવી લાવું ?

શ્રીમાન

ના, ભાઇ. એ નહિ આવે.

[ વિભૂતિ વિચારમાં પડે છે. ]

વિભુતિ, મેં એને અન્યાય કર્યો છે. એથી એને આઘાત થયો છે.

વિભૂતિ

તમે શું કહો છો ?

શ્રીમાન

વાતના લંબાણમાં, કે ઉંડાણમાં, ઉતરવાની જરૂરત નથી. તમને મારે જૂદું જ કહેવાનું છે. તે તમારે કબુલ રાખવાનું છે.

વિભૂતિ

શું ?

શ્રીમાન

કબુલ રાખશો ને ?

વિભૂતિ

કહો તો ખરા.

શ્રીમાન

સુકુ તેમાં સંમત છે એટલું સુખ છે.

[ વિભૂતિ આતુર નયને શ્રીમાન સામે જોતો હોય છે. ]

વિભુતિ, તમે કલાકાર છો, પલ્લવી કલાપ્રેમી છે. તમારા આદર્શો એક છે. અન્યોન્યને તમે સરસ રીતે અનુકૂળ નીવડશો.

[ વિભૂતિ મૌન રહે છે. ]

તમે તેને કલાનું શિક્ષણ આપતા જાઓ. તેમ કરતાં એકમેકના કલામય આત્માને ઓળખો અને અન્તે એકબીજાનાં થઇને રહો એ મારી અંતરની હોંશ હતી– અને છે.

[ તો યે વિભૂતિ મૌન છે. ]

તમારા મૌનનો વિવેક હું વખાણું છું. (જરા જોરથી) સુકુ ! સુકુ !

[ સુકુમારી નથી આવતી. ]

(હળવેથી) વિભુતિ, તમે બોલાવો તો ?

વિભૂતિ

જી.

[ વિભૂતિ શ્રધ્ધાપૂર્વક જાય છે.
શ્રીમાન ચિંતાએ ચડે છે. ]

જગતમાં કોણ કોનું છે ? સગપણ, સંબંધ, સ્નેહઃ સૌ આપણી અનુકૂળતાઓ છે ! માણસ ગયો એટલે સૌ સાથે જવાનાં !

[ શ્રીમાનને સખ્ત ઉધરસ ચડે છે. એ જરા તરા ઉતરતાં—]

સુકુ મારે બોલાવ્યે ન આવી અને વિભતિને કહ્યે આવશે ? એનો અર્થ શો ?

[ વિચારમાં પરોવાયા પછી વળી—]

અને વિભૂતિ હું બોલાવું છું એમ એને કહે અને તો યે એ ન આવે તો એનો અર્થ શો ?

[ શ્રીમાન ગુંગળાય છે. ]

શ્રીમાન

ના, ભાઈ. એ નહિ આવે.

[ વિભૂતિ વિચારમાં પડે છે. ]

વિભુતિ, મેં એને અન્યાય કર્યો છે. એથી એને આઘાત થયો છે.

વિભૂતિ

તમે શું કહો છો ?

શ્રીમાન

વાતના લંબાણમાં, કે ઉંડાણમાં, ઉતરવાની જરૂરત નથી. તમને મારે જૂદું જ કહેવાનું છે. તે તમારે કબુલ રાખવાનું છે.

વિભૂતિ

શું ?

શ્રીમાન

કબુલ રાખશો ને ?

વિભૂતિ

કહો તો ખરા.

શ્રીમાન

સુકુ તેમાં સંમત છે એટલું સુખ છે.

[ વિભૂતિ આતુર નયને શ્રીમાન સામે જોતો હોય છે. ]

વિભુતિ, તમે કલાકાર છો, પલ્લવી કલાપ્રેમી છે. તમારા આદર્શો એક છે. અન્યોન્યને તમે સરસ રીતે અનુકૂળ નીવડશો.

[ વિભૂતિ મૌન રહે છે. ]

તમે તેને કલાનું શિક્ષણ આપતા જાઓ. તેમ કરતાં એકમેકના કલામય આત્માને ઓળખો અને અન્તે એકબીજાનાં થઇને રહો એ મારી અંતરની હોંશ હતી- અને છે.

[ તો યે વિભૂતિ મૌન છે. ]

તમારા મૌનનો વિવેક હું વખાણું છું. (જરા જોરથી) સુકુ! સુકુ!

[ સુકુમારી નથી આવતી. ]

(હળવેથી) વિભુતિ, તમે બોલાવો તો?

વિભૂતિ

જી.

[ વિભૂતિ શ્રધ્ધાપૂવક જાય છે.
શ્રીમાન ચિંતાએ ચડે છે. ]

જગતમાં કોણ કોનું છે? સગપણ, સંબંધ, સ્નેહ: સૌ આપણી અનુકૂળતાઓ છે! માણસ ગયો એટલે સૌ સાથે જવાનાં!

[ શ્રીમાનને સખ્ત ઉધરસ ચડે છે. એ જરા તરા ઉતરતાં—]

સુકુ મારે બોલાવ્યે ન આવી અને વિભતિને કહ્યે આવશે? એનો અર્થ શો?

[ વિચારમાં પરોવાયા પછી વળી—]

અને વિભૂતિ હું બોલાવું છું એમ એને કહે અને તો યે એ ન આવે તો એનો અર્થ શો?

[ શ્રીમાન ગુંગળાય છે. ]

(કપાળ કૂટતાં) પણ હજુ સુધી કેમ કાંઇ ન થયું ?

[ નિરાશ વિભૂતિ પાછો આવે છે. ]

એ ન આવી ?

વિભૂતિ

ન આવ્યાં.

શ્રીમાન

કેમ ! મેં નહોતું કહ્યું ?

વિભૂતિ

પણ બાપુ, એમની આંખમાંથી તો આંસુનાં પૂર છલકે છે !

શ્રીમાન

એમ ? વિભૂતિ, મને ઉભો કર. એનું જીવન આંસુમાં ગયું છે. આજે આખરે લૂછવા દે.

[ શ્રીમાન હાથ પહોળા કરે છે, એટલે વિભૂતિ તેમને ટેકો આપે છે. એ જરા ઉંચા થાય છે ત્યાં તો વિભૂતિના હાથમાંથી તેમનું શરીર છટકી જાય છે. શ્રીમાનની સ્થિતિ તત્કાળ ગંભીર રૂપ લે છે ]

(હાંફતા જતા) વિભૂતિ, મારૂં કહ્યું કરજે અને ઇશ્વર તારૂં કલ્યાણ કરશે.

[ ઘડિયાળમાં ટકોરા વાગવા લાગે છે. શ્રીમાન મનમાં બાર ગણે છે. ]

અંક ૩ ચિત્ર ૨

સ્થળ : અભ્યાસખંડ

સમય : સવાર, જાન્યુઆરી ૧૯, ૧૯૨૮

[ વત્સલાના અભ્યાસખંડમાં આજે શાન્તિ અને વ્યવસ્થા છે.

સુકુમારી પણ અહીંઆં જ છે. એનાં વાળમાં, વસ્ત્રોમાં રોજની ટાપટીપ નથી, એની આંખો અને અંગોમાં રોજનું ચેતન નથી.

વત્સલા એના ખોળામાં બેઠી છે. એનો ભપકો ઓર છે. તદ્દન ઉજળાં એવાં ચણિયો, પોલકું અને સાડી, કિનારની સાથિયાભરી કોરથી વિશેષ શોભે છે. ભરાવદાર વત્સલા એમાં દીપી રહી છે. સુકુમારીએ હમણાં જ ગુંથી દીધેલી સેર અજબ સરસ લાગે છે. એને છેડે પરોવેલાં પુષ્પોની સુવાસ મહાણતાં જતાં વત્સલા મરક મરક હસતી હોય છે. ]

સુકુમારી

બરાબર, બેટા. તું આમ હસ્યા કરતી હોય તો ?

તારે તે વળી રડવું શું?

[ વત્સલા વિચારે ચડે છે. ]

ના, બેટા. તારે કાંઈ યે ગભરાવાનું નથી. એવું દુઃખ શું છે? હું છું તો તારે શું નથી?

[ વત્સલા સુકુમારીના ખભા પર શીર ઢાળી દે છે. ]

(વાળ પંપાળતાં) જો, બેટા. આમ ન કરીએ.

[ સુકુમારી વત્સલાનું શીર ઉંચકી લે છે. પછી બન્ને સ્થિર નજરે એકમેકને નીરખે છે. ]

(ખોળામાંથી ઉતારી) વસુ, દીકરા, તું કહેતી હતી ને કે તારી રંગની પેટી જડતી નથી?

વત્સલા

હા, બહેન.

સુકુમારી

તો નવી લઈ આવ. ના, કલ્યાણને કહે કે મોટર કઢાવે. વસુ, તને મનફાવતી પેટી લઈ આવજે, હાં. પછી રંગબેરંગી ચિત્રો ચીતરજે.

[ વત્સલા જાય છે. ]

ભોળી બિચારી! બીજાંને સાચાંખોટાં રડતાં

[ વત્સલા જાય છે. ]

વિભૂતિ જેવો માણસ મળવો મુશ્કેલ છે ! શી સેવા ! આંખ આગળ એ તરવરે છે ત્યારે પુરૂષો પ્રત્યેનો મારો ધિક્કાર ઓગળી જતો હું અનુભવું છું !

[ વિભૂતિ આવે છે. ]

(વિનયથી) આવો.

વિભૂતિ

તમે અહીં હતાં ? હું આખું ઘર ઢુંઢી વળ્યો !

સુકુમારી

કેમ; કાંઇ કામ હતું ?

વિભૂતિ

ના જી. પણ મને વહેમ ગયો કે કોઇક એકાંત ઓરડામાં વળી તમે કલ્પાંત કરતાં હશો.

સુકુમારી

કલ્પાંત કેમ ન થાય ?

વિભૂતિ

થાય જ.

વિભૂતિ

શું કહ્યું, બ્હેન ?

સુકુમારી

તમને એમ નથી જણાયું કે એમના અવસાન ઉપરાંત બીજી અનેક ચિંતાઓએ મારા પર ઉપરા છાપરી હલ્લો કર્યો છે ?

વિભૂતિ

એથી હું અજાણ છું.

સુકુમારી

છેલ્લું છેલ્લું તમારા સાહેબે તમને કાંઇ નહોતું કહ્યું ?

વિભૂતિ

એટલું જ કે એમણે તમને કંઇક અન્યાય કર્યો હતો.

સુકુમારી

નામ નહોતું પાડ્યું ?

વિભૂતિ

ના.

સુકુમારી

તો હું કહીશ. મને એનો સંકોચ નથી.

[ વિભૂતિ કાન માંડે છે. ]

વિભૂતિ ! સાંભળો છો તો ખરા, પણ કૃપા કરી હૃદયમાં સાચવશો.

વિભૂતિ

સાચવીશ જ.

સુકુમારી

મને શ્રદ્ધા છે. (હળવે સાદે) વિભુતિ સોગનપૂર્વક પૂછો તો શ્રીમાન ગયાનો મને ઝાઝો શોક નથી.

વિભૂતિ

(ચમકી ઉઠી) અરે ! તમે બોલો છો શું ?

સુકુમારી

નગ્ન સત્ય.

વિભૂતિ

પણ તમારૂં સૌભાગ્ય જતાં...

સુકુમારી

ના

વિભૂતિ

તમે વિધવા થયાં...

સુકુમારી

ના.

વિભૂતિ

એટલે? તમે જેની તેની ના કાં ભણો?

સુકુમારી

કારણ કે આ બધી બાબતમાં તમારી કલ્પનાઓ કરતાં મારા અનુભવોને વધારે સંબંધ છે.

[ વિભૂતિ શાન્ત થઇ જાય છે. ]

સમજ્યા ને, વિભૂતિ?

વિભૂતિ

નાજી.

સુકુમારી

તો સમજાવું. બોલો; શ્રીમાન સાથે લગ્નથી બંધાતાં મને સૌ ભાગ્ય સાંપડયાં હતાં એમ તમે નિઃસંદેહ માનો છો?

[ વિભૂતિની નજર નીચે હોય છે. ]

વારુ. એમને પરણ્યા પહેલાં મને સૌ ભાગ્ય, કે થોડાં ભાગ્ય, સાંપડયાં નહોતાં એમ તમે નિઃસંદેહ માની લીધું છે?

વિભૂતિ

(થોથવાતાં) હાજી.

સુકુમારી

શાં પરથી ?

[ વિભૂતિને વળી ચૂપ થવું પડે છે. ]

ત્યારે શા મેળના તમે મારૂં સૌભાગ્ય ગયું, હું વિધવા થઇ, વગેરે પ્રચારકાર્ય શરૂ કરો છો ? સત્યની કંઇક તો કદર કરો.

[ વિભૂતિને કશું સુઝતું નથી. ]

વિભૂતિ, તમે સજ્જન છો, કલાકાર છો, પ્રભુ પ્રિય છો. એટલે તમારા માટે મને માન છે અભિમાન છે. બાકી મૂળ તો હું પુરૂષ નામને ધિક્કારનાર છું.

વિભૂતિ

કારણ ?

સુકુમારી

કહું છું. તમને સાંભરતું હશે કે તે તોફાની રાતે તમને આશરો આપવા હું નારાજ હતી.

વિભૂતિ

ભૂલ્યો નથી.

સુકુમારી

એનું પણ એ જ કારણ.

વિભૂતિ

પણ કયું ?

સુકુમારી

ના.

વિભૂતિ

એટલે ? તમે જેની તેની ના કાં ભણો ?

સુકુમારી

કારણ કે આ બધી બાબતમાં તમારી કલ્પનાઓ કરતાં મારા અનુભવોને વધારે સંબંધ છે.

[ વિભૂતિ શાન્ત થઇ જાય છે. ]

સમજ્યા ને, વિભૂતિ ?

વિભૂતિ

નાજી.

સુકુમારી

તો સમજાવું. બોલો; શ્રીમાન સાથે લગ્નથી બંધાતાં મને સૌ ભાગ્ય સાંપડયાં હતાં એમ તમે નિઃસંદેહ માનો છો ?

[ વિભૂતિની નજર નીચે હોય છે. ]

વારૂ. એમને પરણ્યા પહેલાં મને સૌ ભાગ્ય, કે થોડાં ભાગ્ય, સાંપડયાં નહોતાં એમ તમે નિઃસંદેહ માની લીધું છે ?

વિભૂતિ

(થોથવાતાં) હાજી.

સુકુમારી

શાં પરથી ?

[ વિભૂતિને વળી ચૂપ થવું પડે છે. ]

ત્યારે શા મેળના તમે મારૂં સૌભાગ્ય ગયું, હું વિધવા થઇ, વગેરે પ્રચારકાર્ય શરૂ કરો છો ? સત્યની કંઇક તો કદર કરો.

[ વિભૂતિને કશું સુજતું નથી. ]

વિભુતિ, તમે સજ્જન છો, કલાકાર છો, પ્રભુ પ્રિય છો. એટલે તમારા માટે મને માન છે અભિ-માન છે. બાકી મૂળ તો હું પુરૂષ નામને ધિક્કારનાર છું.

વિભૂતિ

કારણ ?

સુકુમારી

કહું છું. તમને સાંભરતું હશે કે તે તોફાની રાતે તમને આશરો આપવા હું નારાજ હતી.

વિભૂતિ

ભૂલ્યો નથી.

સુકુમારી

એનું પણ એ જ કારણ.

વિભૂતિ

પણ કયું ?

સુકુમારી

(નિશ્વાસથી) આ જીવનમાં બે જણુ મળ્યા. બન્ને નકામા નીવડયા ! પહેલાને તમે દીઠો નથી, બીજાને થ આછો ઓળખ્યો છે.

વિભૂતિ

(મનમાં) શ્રીમાનને મેં આછા જ ઓળખ્યા હશે ?

સુકુમારી

હા; પહેલા પ્રત્યે હું આકર્ષાઇ હતી. એ મારામાં મોહયો છે, મારે ખાતર ગમે તેવા દુઃખના ડુંગર ચડવા અને ઉતરવા હરહમેશ ઉભે પગે તૈયાર છે એવું એવું મને કહેતો હતો. એટલે અમે એક બેકને ભાતભાતનાં વચનો આપ્યાં, તેણે તો મને અનેક અનેરી આશાઓ આપી.

(વિભૂતિ કંપારી અનુભવે છે.)

આમ અન્યોન્યના વિશ્વાસે અમારાં વહાણ ચાલ્યાં, એવામાં ન થવાનું થઇ ગયું.

(વિભૂતિ ધ્રૂજી ઉઠે છે.)

ખરી ત્રાસદાયક સ્થિતિ તો હવે આવે છે.

વિભૂતિ

(દયામણા ભાવે) શી બાકી રહી હતી ?

સુકુમારી

(દર્દભર્યા હાસ્યથી) આખરે ખરે વખતે પેલો નરવીર અલોપ થઇ ગયો !

વિભૂતિ

(પગ પછાડી) હરામી !

સુકુમારી

ત્યારે પુરૂષ પ્રત્યે મને પહેલી વાર તિરસ્કાર છૂટ્યો.

(પોતાના ભાવ છૂપાવવા વિભૂતિ અવળો ફર્યો હોય છે )

આવા કપરા સંજોગોમાં શ્રીમાને મને સ્વીકારી. એમને હિસાબે અધૂરે વખતે મને વત્સલા આવી. પણ એનું એમણે સંતોષકારક સમાધાન મેળવી લીધું. મારી ભૂલ ઉપર પડદો પડ્યો.

( વિભૂતિ સામી નજરે બેસે છે. )

આમ મારા વિષમય જીવનમાં અમૃતનું સિંચન થતું હતું. શ્રીમાનનાં ઋણભારને લીધે પુરૂષ પ્રત્યેનો મારો ક્રોધ કમી થયો: પરંતુ તદ્દન ઓગળી ન ગયો. શ્રીમાન પણ આખર તો પુરૂષ જ છે. એ વિચાર મારા હૃદયને અતિશય ડંખ દેતો.

વિભૂતિ

શ્રીમાન સમા નરો-તમ...

સુકુમારી

બરાબર. એ નરવીરોમાં ઉત્તમ હશે: પણ પૂર્ણ-પુરૂષ નહોતા.

(વિભૂતિ સાવ સ્તબ્ધ બને છે.)

સુકુમારી

આમ અમે બન્ને ભૂલભરેલાં હતાં, પણ એક સેકના દોષો જાણ્યા છતાં ય એકમેકને નિભાવવાની નિખાલસતા ત્યારે અમારામાં આવી હતી.

વિભૂતિ

સુંદર!

સુકુમારી

હું એમ પણ ઉમેરી શકું કે અમારા વચ્ચે, અનેક પતિપત્ની વચ્ચે હોય છે તેથી વિશેષે પ્રેમ હતો.

વિભૂતિ

(મનમાં) પ્રેમ?

સુકુમારી

ગમે તેમ તોય શ્રીમાન મારા તારણહાર હતા. વિષયવાસના એટલે પ્રેમ નહિ, એ પણ હું અનુભવે ભણી હતી. એટલે એમને હું અંતરથી ચાહી શકી, આટલા વર્ષ વફાદાર પણ રહી ખરી. આમ એક રીતે કહીએ તો મારા જીવનમાં શાન્તિ અને સંતોષનું સામ્રાજ્ય સ્થપાયું હતું.

વિભૂતિ

એ રીતે તમે સુખને પામ્યાં હશો.

સુકુમારી

ના એ તો ઉપરછલ્લી રીત હતી. બીજી રીતે બધું ઉલટું હતું. શ્રીમાનના અંતરમાં આગ હતી.

વિભૂતિ

શું કહો છો?

સુકુમારી

હકીકત કહું છું. મારી વફાદારીનાં વર્ષો એ એમનાં વહેમનાં હતાં. માત્ર મને કહેતા નહોતા.

વિભૂતિ

તો તો તમે ધારી કેમ શકો? એથી એમને અન્યાય નથી થતો?

સુકુમારી

નથી થતો. કારણ જીવનભર મનમાં ધુંધવાએલી દાઝને એમણે મૃત્યુ આગમચ મારી આગળ ખાલી કરી હતી! (ગળગળી થતી) ત્યારે મેં જાણ્યું કે સુકુમારી સુખી થવા નથી સરજાઇ. કુમારી હતી ત્યારે જે પ્રેમજલથી એ ભીંજાતી હતી તે પરીણામે મૃગજલ નીકળ્યું! સૌભાગ્યવતી કહેવાઇ ત્યારે જે પ્રેમનાં અમૃત પામી તેની અંદર વહેમનાં વિષ નીકળ્યા! (આંસુ આવતાં) વિભૂતિ, એમની માંદગી

વેળાની મારી ચાકરી અફળ ગઈ એનાં મને આંસુ નથી. પણ મારી નિષ્ઠા ન સમજાઈ એ અસહ્ય લાગે છે.

(આંસુ ઉભરાતાં સુકુમારી પાલવમાં મોં ઢાંકી દે છે.)

વિભૂતિ

સુકુ બ્હેન, તમને આમ રડવું ન શોભે. જૂની વિતક જવા દો. સંભાર્યે સંતાપ સિવાય શું થવાનું છે ?

સુકુમારી

(આંસુ લૂછતી) હજુ તો નવાં વિતક મારી રાહ જોતાં હશે. આજ લગી મને અન્યાય જ મળ્યો છે. હવે કોઈ ન્યાય આપનાર નીકળશે એ કેમ મનાય ? તોય નીકળશે તો હું મને ધન્યભાગ્ય માનીશ.

વિભૂતિ

[આશ્ચર્યથી] હજુ હવે ?

સુકુમારી

(શાન્તિથી)મારે માટે નહિ. આ અવતારમાં જો કોઈને વિષે મને કંઈ યે હોય તો હવે એકને જ વિષે—વત્સલા વિષે.

[ વિભૂતિ અબોલ બને છે. ]

વિભૂતિ, મારું એટલું માન રાખશો તો મને

થશે કે બગલાઓના ટોળામાં એક હંસ હતો ખરો.

[ તો યે વિભૂતિ અબોલ રહે છે, ]

એક બીજી વાત કહી લઉં. જેના ગુણ ગાતાં તમે કદિ થાકવાના નથી તે સદ્‌ગતની પણ એવી જ ઇચ્છા હતી તેમણે તમારે કાને પણ વાત નાંખી હશે.

વિભૂતિ

હા.

સુકુમારી

તો, મારી નહિ તો, તેમની ખાતર પણ તમારે એટલું કબુલ કરવું જોઇશે. એથી એમના અમ્મર આત્માને સદાની શાન્તિ મળશે.

[ સુકુમારી આતુરતાથી વિભૂતિને જોઇ રહે છે.

વિભૂતિ અતિશય અકળાય છે. ]

[આકરા અવાજે] વિભૂતિ, હું તમને કહું છું.

વિભૂતિ

(હળવે હળવે) પણ શો ઉત્તર આપું ?

સુકમારી

તમારી સુજનતા સુઝાડે તે.

વિભૂતિ

પણ સુકુ બહેન, તમારી લગીર ભુલ થાય છે.

સુકુમારી

શી ?

વિભૂતિ

મારે કાને વાત નંખાઇ હતી ખરી, પણ એ વસુ બહેન વિષે નહિ.

સુકુમારી

(ચીડાઇ) ત્યારે શું પીલુ વાસ્તે ?

વિભૂતિ

હા.

સુકુમારી

(ડોકું ધુણાવી) ના, ના.

[ જરા વાર બન્ને બોલતાં બંધ પડે છે. પણ વધારે વખત સુકુમારી મૌન જાળવી શકતી નથી. ]

(નમ્ર નયને) પણ વિભૂતિ, પીલુમાં તમે એવું શું જોઇ ગયા ?–મારી વસુને ન જોઇ ?–એ ઉતરે એવી છે ?

વિભૂતિ

(નિખાલસ રહી) સુકુબહેન, હું તો એટલું જ જણાવું છું કે મને કોને વાસ્તે કહેવામાં આવ્યું હતું. એથી વિશેષ મારા મનમાં કશું નથી.

### સુકુમારી

(છંછેડાઇ) ત્યારે મારી વિનતિને તો તમે વરાળ માફક ઉંચે ઉડાવી દ્યો છો, એમ જ ને ?

[ વિભૂતિ વળી બોલી શકતો નથી. ]

ભાઇ વિભૂતિ, એ બોલ સાંભળી લો: જેને અંગે જે મળ્યું હોય તેને જ તેનો લાભ ન આપવો, એમાં કુલીનતા નથી, કુટિલતા છે. તમને એમ લાગતું હોય કે તમારી આવી સુખી સ્થિતિ માટે સુકુમારીને ય કંઇક યશ ઘટે છે, તો તેનો બદલો હું માગું છું. સંપૂર્ણ શાન્તિથી વિચારી જઇ મને આનો ઉત્તર આપજો. પણ પહેલાં એટલું જાણજો કે આમાં જો તમે મને નિરાશ, અરે ! હતાશ કરી તો......તો......નહિ કહું: કારણ કહેતાં જીભ નથી વળતી.

[ સુકુમારી ઉભી થાય છે.
વિભૂતિ નીચું ઘાલી બેઠા છે. ]

તમે બેસો. હું જાઉં છું. વિચારાય એટલું વિચારી લો. મનમાં મંથન થાય એટલાં કરી લો. પણ પછી એક જ અક્ષરમાં સાર સંભળાવી દો. બસ.

[ સુકુમારી પ્રભાવભર્યાં પગલે જતી રહે છે.
વિભૂતિની નજર વત્સલાની છબીમાં પરોવાય છે. ]

અંક ૩ ચિત્ર ૩

સ્થળ : એકાંત ઓરડી

સમય : સવાર, જાન્યુઆરી ૧૯, ૧૯૨૮

[ સુકુમારી આરામખુરશીમાં ઢળી છે. એના ડાબા હાથ પર વત્સલા બેઠી છે. જમણી બાજુ પલ્લવી ઉભી છે. ]

વત્સલા

(ઉમંગથી) જો, જો; સુકુ બ્હેન ! આ રંગની પેટીમાં તો આટલા બધા રંગો છે ! પીલુ પાસે પણ આવી તો નથી. હવે હું કેવાં ચિતરામણ પાડું છું; એ જોજો તો ખરાં !

સુકુમારી

(હેતથી) જોઇશું, હોં,

પલ્લવી

(મનમાં) હા, જોઈશું.

સુકુમારી

(મોટપથી) અને પીલુ, તું વસુને બરાબર ચિતર ચિતરાવજે, રમત રમાડજે, લાડ લડાવજે; ટુંકમાં એને સર્વ રીતે રાજી રાખજે. આપણાં આંગણાંમાં દુઃખનો સાગર ઉલટયો છે એવો એને ખ્યાલ સુદ્ધાં

ન આવવા દઇશ. અરે ! એવું કશું સંભારવાનો એને અવકાશ જ ન આપીશ.

પલ્લવી

વારૂ, સુકુ બ્હેન.

વત્સલા

સુકુ બ્હેન, તમે આટલું બધું શું ગગડાવી ગયાં ?

પલ્લવી

(મનમાં) ભાષણ.

સુકુમારી

વસુ, તારે જાણીને કામ નથી.

પલ્લવી

(મનમાં) મારે જાણીને પણ કામ નહોતું અરેરે ! બાપુ ગયાનો તો કોઇને શોક જ નથી !

[ ગંભીરસુખ વિભૂતિ આવે છે. ]

સુકુમારી

આવો, વિભૂતિ.

વત્સલા

(ઉભી થઇ) પધારો, પધારો.

પલ્લવી

(મનમાં) આ ઉજાણી શી !

સુકુમારી

વસુ, પીલુ, તમે જાઓ. વિભૂતિભાઈને મારી જોડે ખાનગી વાતચિત કરવી લાગે છે. એટલે જ એ બોલતા નથી.

વત્સલા

(મરડાઈ) તે અમે ક્યારે અટકાવ્યા ?

પલ્લવી

(મનમાં) બાપુ, ઓ બાપુ !

સુકુમારી

છોકરાં, તમે જતાં રહો. અને હું બોલાવું તો જ આવજો.

[ કટાણા મોંએ પલ્લવી અને વત્સલા ત્યાંથી જાય છે. ]

(હથેલીઓ જોડી) કાં, શો નિર્ણય ?

વિભૂતિ

કશો નહિ.

સુકુમારી

પણ તમે આમ ઉભા ઉભા વાત ન કરો. જરા

બેસો; શાન્ત થાઓ.

[ વિભૂતિ ખુરશીમાં ગોઠવાય છે. ]

હંઅ; હવે કડાકૂટ કરીએ. (હાસ્ય લાવી) વગર બોલાવ્યે તમે આવ્યા એટલે મેં તો માની લીધું કે કંઈક શુભ સમાચાર હશે!

વિભૂતિ

(જડ જેમ) મેં તારવાળાને જતો જોયો, એટલે હું આવ્યો.

સુકુમારી

ભલે આવ્યા. તમને ત્યાં મૂકીને ચાલી નીકળ્યા પછી મને લગીરે ચેન પડતું નહોતું. મારા મનમાં એ એક જ વાત ઘુમે છે અને ઘુમરીઓ ખાય છે. એનો ઉકેલ નહિ થાય ત્યાં લગી દિલને લેશ માત્ર રાહત મળવાની નથી.

[ ટપાલ લઈને કલ્યાણ આવે છે. આઠ–દસ કાગળમાં એક મોટું પાકીટ તરી આવે છે.

બધા કાગળ ખોળામાં રાખી સુકુમારી પાકીટને આમતેમ તપાસે છે. ]

લ્યો; વિભૂતિ. લાલ શાહીમાં તમને કોઈની વધામણી આવી છે.

[ નવાઈની નજરે વિભૂતિ પાકીટ ખોલવા લાગે છે. ]

વિભૂતિ

તમે કાગળો તો જોઈ જાઓ.

સુકુમારી

એમાં શું જોવા જેવું હશે ? એકલાં કાળાં ધોળાં હશે, તારમાં પણ સર સુંદરલાલને શોકની કંપારી છૂટી છે ! જૂઠા વિવેકમાં ને વિવેકમાં જ માનવીનું જીવન એક દિવસ અર્થહીન થઈ જશે.

[ વિભૂતિની ભમર સંકોચાય છે. ]

એટલે વિભૂતિભાઈ, વધુ વાર તમે એના ભોગ ન થશો. જૂઓ જોઉં; પાકીટમાં શું પુરાયું છે ?

[ અંદરથી એક પત્ર નીકળે છે. વિભૂતિ એ વાંચવા લાગે છે. પત્ર પૂરો થતાં પહેલાં વિભૂતિનાં આંગળાં થરથર થવા લાગે છે. એનું મોં તદ્દન ઉતરી જાય છે. ]

(ફીકરથી) આમ કેમ, વિભૂતિ ?

[ વિભૂતિ પત્ર વાળીને ખીસ્સામાં મૂકી દે છે.

(આંગળી ચીંધી) પણ આ પાકીટમાં શું છે ?

[ વિભૂતિ અનુત્તર રહે છે. ]

(હાથ લંબાવી) હું જોઈ શકું કે?

[ વિભૂતિ અનુત્તર જ રહે છે ]

(હોંશ ભજવી) કોઇક ઉમદા ચિત્ર હશે.

[ સુકુમારી વિભૂતિના હાથમાંથી પાકીટ સરકાવી લે છે. ]

(ઉખાળતી જતી) વાહ, વાહ! કલાકારના રંગોને અવધિ નથી!

[ એક ચિત્ર નીકળે છે. એમાં કોઇ કુમારી છે.

વિભૂતિના હોશકોશ ઉડી જાય છે. સ્તબ્ધ સુકુમારીની આંખો ચિત્રમાં ખોડાઇ ગઇ છે.

(અંતરના ઉંડાણમાંથી, મનમાં) મારી પરણ્યા પહેલાંની છબી—ક્યાંથી?—પેલા દુષ્ટે દોરેલી?

[ કરડી ને કડવી દૃષ્ટિથી સુકુમારી વિભૂતિને જૂએ છે

વિભૂતિના ચ્હેરા પર કાળી વાદળી આવી છે. ]

(કપાળ કૂટી) હાય! વિભૂતિ, તમે જ નરાધમ વિરાટ?

[ વિભૂતિની આંખમાંથી આંસુ વહ્યાં જાય છે.

સુકુમારીનો મિજાપ પોચો પડે છે. ]

(દયાર્દ્ર દષ્ટિથી) પણ, ના. વિભૂતિ નરાધમ નથી.

[ દર્દભર્યા દિલે વિભૂતિ સુકુમારી સામું જૂએ છે. ]

વિભૂતિ, માણસ રગેરગે, રૂંવાડે રૂંવાડે પલટાઇ જાય એ આજે જાણ્યું.

વિભૂતિ

(દીનતાથી) ક્ષમા માગુ છું, કુમારી. મારૂં મૌન તમે સમજી શકયા ને ? તમને આટઆટલા ખુવાર કર્યાં પછી કશું ય કહેવા કે ભુલ કરવા આ હરામી હોઠ ઉઘડતા નહોતા. મનમાં કેવળ એટલી ગાંઠ વાળી હતી કે ફરી કોઇનું જ ભવિષ્ય આમ ન રગદોળવું.

સુકુમારી

(હિંમતથી) વિભૂતિ, હવે હું મારાં ગત દુઃખોને રડવા માગતી નથી. પરંતુ મારી—આપણી વત્સલાનું ભવિષ્ય અઘરૂં થઇ ગયું એ ખ્યાલ મને અત્યંત અકળાવે છે.

વિભૂતિ

તમારી આશાની અશકયતા મારે અગાઉથી જણાવવી જોઇતી હતી. પણ પોતાનું એક પાપ છૂપાવવા જતાં માણસને પછી એની પરંપરા ચલાવવી પડે છે, કુમારી, હું ફરી ક્ષમા યાચું છું.

[ કલ્યાણ છાપું આપી જાય છે પહેલે પાને
શ્રીમાનની છબી દેખા દે છે. ]

[તુચ્છકારથી] જૂઓ. કોઇ જાણુકારે એમના જીવનની રૂપરેખા લખી છે! અસત્યનાં તો અંદર ઊભરા હશે.

વિભૂતિ

કેમ કહો છો ?

સુકુમારી

મારી સિવાય એમના જીવન વિષે સાચું જાણે છે કોણ ?

[ વિભૂતિ આડુઅવળું જૂએ છે.
સુકુમારી છાંપામાં ઉડતી નજર
નાંખે છે. ]

અહ! શ્રીમાનનો પરિવાર ગણાવતાં અંદર લખે છે કે એઓ પોતાની પાછળ સુશીલ પત્ની અને બે સંસ્કારી પુત્રીઓ મૂકતા ગયા છે. અહ!

વિભૂતિ

એમાં અજુગતું શું છે ?

સુકુમારી

અરે વિભૂતિ! એમ પુછો કે એમાં સાચું શું છે ? [ઉંડી આંખે] હું સુશીલ, એમ ને ?—આપણી વસુ પણ એમની, એમ ને ?

વિભૂતિ

પરંતુ...

સુકુમારી

તમારૂં પરંતુ પડતું મૂકો. વિભુતિ! સત્યનાં જે પૂછડાં છે તેમણે સંતાન પાછળ માતાનું નામ નોંધાવવું જોઇએ: કારણ કે એ જ અબાધિત સત્ય છે.

[ વિભૂતિ ઠંડોગાર થઇ જાય છે. ]

[હસી લઇ] વિ...ભૂતિ, કલ્પના અગમ્ય ચીજ છે. માણસને કોઇ વિચિત્ર પળે આવે એવો અમસ્થો વિચાર મારા મગજમાં આવ્યો— અને હજુ રહયો છે. હું એમ નથી કહેતી કે એ અસલમાં મૂકવા જેવો છે. નથી જ. [વળી હસી] પણ મૂકયો હોય તો?

વિભૂતિ

કયો વિચાર?

સુકુમારી

કહું? [થંભી] મને એમ થઇ ગયું કે શ્રીમાનને જયારે મારામાં આટલો અવિશ્વાસ હતો, એટલે સુધી કે એઓ જયાં હશે ત્યાં હજુ એમનો આત્મા અશાન્તિ અનુભવતો હશે, ત્યારે મારે મારો માર્ગ કાં ન લેવો?

વિભૂતિ

[તુરત] એટલે?

સુકુમારી

[ધીરે ધીરે] એટલે એમ કે, જે પુરૂષનું મોં જોવા હું માગતી નહોતી તે જ્યારે સામે મળ્યો ત્યારે હું અક્ષર સરખો ઉચ્ચારી ન શકી એટલો એ પલટાયો હતો !—તેની જોડે જીવનનું છેલ્લું, પણ નવું, પ્રકરણ ઉઘાડયું હોય તો ? [લગીર અટકી] કદાચ એમે બને કે જેમ કોઈ કલ્પિત રાજકુંવરીને પ્રથમ તો અનેક લોલુપ લુંટારૂઓ મળે છે; પણ પછી એક રસિક રાજકુંવર એને અચાનક ઉગારી લે છેઃ અને આખરે બન્ને ખાય છે, પીએ છે, અને વળી વધારામાં રાજ્ય કરે છે ! (હસતી જતી) સુકુમારી જન્મે સામાન્ય પણ નસીબે રાજવંશી હશે તો ?

વિભૂતિ

(હસી કાઢી) તમારી તે કાંઇ કલ્પના છે ?

સુકુમારી

[આડી ફરી] જે હોય તે. તમે ઉત્તર વાળો ને ?

વિભૂતિ

[ગંભીર થઇ] જેમ તમારા ક્રોધને હદ નહોતી, તેમ તમારી કૃપાને હદ નથી. નવા પ્રયોગો કરવા જેટલો તમને જીવનમાં રસ રહ્યો છે ? તમે તૈયાર હો તો ય જેનાં પ્રાયશ્ચિત અધુરાં છે, તેનામાં તેવી તાકાત ક્યાંથી હોય ? લુચ્ચો લુટારૂ કદિ રસિક રાજકુંવર નીવડયો સાંભળ્યો છે ?

સુકુમારી

(ઉંચી ડોકે) વિશેષ વિજ્ઞપ્તિ...

વિભૂતિ

એ કે તમે નામ ને નામનાં મેળવ્યાં છે. વળી જગત ઝાઝું જાણતું નથી, તો પછી એ નામ, અને નામનાને જગતની દૃષ્ટિએ શા વાસ્તે ધૂળ ભેગાં કરવાં? વળી એથો ભવિષ્ય ઉજ્જવલ બને કે કેમ; એની શંકા છેઃ પણ ભૂત તરફ સૌ સશંક તો બને જ. ભલે તેમાં તથ્ય ન હોય.

[ સુકુમારી વિચારમાં ડૂબી છે. ]

તમે જરા વિચાર ચલાવશો તો મારા શબ્દો તમને સાચા લાગશે.

સુકુમારી

(સંમતિથી) સાચી વાત. મારી કલ્પનામાં આવશ્ય હશે; વળી વિરાટ તરીકે તમે મારી જોડે વાત કરવાને લાયક નથી.

વિભૂતિ

સાવ સાચું. પણ...

સુકુમારી

વિભૂતિ તરીકે તમારા પ્રત્યે મને સઘળું સુંદર હતું, તો ય તે મારા માટે તો નહિ જ.

વિભૂતિ

(હવામાં ઉડતો) અને એટલે જ આકસ્મિક રીતે પણ અણીની પળે, ચિત્ર મોકલવા બદલ હું માર મિત્રનો અંતરના ઉંડાણમાંથી પાડ માનું છું. જે મારાથી કબુલાતું નહોતું તે ચિત્રે કરી દીધું.

સુકુમારી

કયો મિત્ર ?—હું ઓળખતી હોઇશ.

વિભૂતિ

ના. (ધૂનથી) એણે બે ઉપકાર કર્યાઃ એક વગ માગ્યે ચિત્ર મોકલવાનો, બીજો પુછ્યા વગર ચિત્ર ઉઠાવી જવાનો.

સુકુમારી

[આશ્ચર્યથી) એટલે ?

વિભૂતિ

[ખીસ્સાપર હાથ ફેરવતો] કાગળમાં કહે છે ત્યાં મને તો ખબર પડે છે.

સુકુમારી

શું કહે છે ?

વિભૂતિ

(સહજ શરમથી) કે એક આ ચિત્ર પાડ્યા પછી

મેં મહિનાઓ સુધી હાથમાં પીંછી લીધી નહોતી એટલે, રખે ને મારી કલા એટલેથી જ અટકી જાય એ બીકે, પોતે એ ઉઠાવી ગયો હતો.

સુકુમારી

(ખુશ થઇ) આબાદ ઉઠાવગીર !

વિભૂતિ

પણ જ્યારે ગયા પ્રદર્શનની, મારા પ્રમુખપદની વાત એના વાંચવામાં આવી ત્યારે એટલી તો નિરાંત થઇ કે ચિત્ર પાછું મોકલી આપ્યું. માણસ અજાણતાં પણ કેવા ઉપકાર કરે છે !

સુકુમારી

(ખુબીથી) હવે આપણે જાણી જોઇને ઉપકાર કરે એવા માણસોની વાત તરફ વળીએ.

[ વિભૂતિને ગમ પડતી નથી. ]

વિભૂતિ એક વાત ચોક્કસ છે. વત્સલા ત્યારતેની આશા ઉડી ગઇ. મારા માટેની કલ્પના કલંકમય ઠરી, તો યે હું તમને વહેતા મૂકી શકું તેમ નથી.

વિભૂતિ

તો પછી ?

સુકુમારી

તમે ગમે તે કહો તોયે મારે તમને આ આંગણાંમાં

જ રાખવા છે. સંસારમાં મારૂં કોઇક તો જોઇએ ને ?

વિભૂતિ

વસુ...

સુકુમારી

બાળક ન બનો. મારૂં કહ્યું કરવું જ પડશે.

વિભૂતિ

પણ કઇ રીતે ?

સુકુમારી

મારી હાર હું કબુલી લઉં છું. વિભુતિ વિના સુકુમારીનું જીવન સૂનું અને સુકું બની જાય.

[ વિભૂતિ કાંઇ કહેતો નથી. ]

વિભૂતિ, તમે કહેશો તેમ રહીશું.

વિભૂતિ

(અકળાઇ) પણ કેમ ?

સુકુમારી

(ઠંડકથી) માણસની મરજી હોય તો ઉપાય ક્યાં ઓછા છે ?

[ વિભૂતિ શૂન્ય નજરે સુકુમારી સામું જોતો હોય છે. ]

[ખેધડક] પલ્લવીને પરણો.

[ વિભૂતિ નીચું જોઇ જાય છે ]

[ટોળથી] એમ કરશો એટલે સદ્દગતનું કહ્યું કર્યું કહેવાશે.

[ વિભૂતિ ઉંચું જૂએ છે. ]

(વિનયથી) એટલો એમનો પણ મારા પર આભાર ચડશે. (વિનોદથી] આ ભાર હું સુખે સહન કરીશ.

વિભૂતિ

[મનમાં] સુકુમારી શું કરવા ધારે છે ?

સુકુમારી

અને પીજુ પણ મારા પર ઋણ ચડાવશે. વિભૂતિ, એ પણ આશ્ચર્યજનક સ્થિતિ છે કે આપણને જેનો ઉપકાર લગીરે જોઇતો ન હોય તેની જ ગરજ પહેલે પગથિયે પડે, અરે ! એનો ઉપકાર ન હોય તો આપણું ગાડું ચીલે જ ન ચડે !

વિભૂતિ

(જેમ તેમ) પરંતુ પલ્લવી નકાર ભણશે તો ?

સુકુમારી

(ઉત્સાહથી અરે ! ભણી રહી. હું જાણું જ છું કે તમારી કલામાં એ તદ્દૂપ છેઃ જેમ એક વેળા તમારી લીલામાં હું હતી.

વિભૂતિ

તમે ભૂલો છો.

સુકુમારી

કોણ ભૂલે છે; તે જરા વારમાં સમજાશે.

વિભૂતિ

(મુંઝાઇ) એવી ઉતાવળ શી છે ?

સુકુમારી

કારણ કે આ કોકડું ઉકલશે ત્યારે જ મારા દિલને ટાઢક વળશે. એટલે વખત ન વીતાડીએ.

વિભૂતિ

(મનમાં) પીલુ પહેલાનું અપમાન ગળી જશે ?

સુકુમારી

(તાળી પાડી, જોરથી) પીલુ ! પલ્લવી !

[ બન્ને બારણા ભણી જોવા લાગે છે.
પ્રશાન્ત પગલે પલ્લવી આવે છે. ]

(હેતાળ હાવભાવથી) આવ, પીલુ.

[ પલ્લવી શોકમાં ગરકાવ જણાય છે. ]

જો બેટા, તારા બાપુ ગયાનું દુઃખ આપણને બધાંને છે. પણ આમ શોક કર્યો શા કામનો ?

વિભૂતિ

હું અ. શોક કર્યે શું વળે ? ઉલટી, આપણાં આંસુથી એમના આત્માને અશાન્તિ થાય.

સુકુમારી

વસુ જેવી તું અણસમજુ નથી. એ તો રંગની પેટીમાં માની ગઇ ! પણ તું કાંઇ એમ મનાય એમ છે ?

[ પલ્લવી ઉંડો નિશ્વાસ લે છે. ]

પણ પછી મેં એનો નવલો ઉપાય શોધી કાઢયો છે. તારા બાપુની જે એક ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તેને હું તુરત અમલમાં મૂકવા માંગું છું. એટલા ખાતર જ મેં વિભૂતિને ખાનગીમાં બોલાવ્યા અને વસુને ને તને કાઢી મૂકયાં.

[ સુકુમારી પલ્લવીનો હાથ પકડે છે. ]

દીકરા, વિભૂતિ વિરલ છે.

[ બીજે હાથે સુકુમારી વિભૂતિનો હાથ પકડે છે. ]

(બન્નેના હાથની તાળી પાડી) લગ્ન લેવાય ત્યારે, પણ આજથી તમે એકમેકનાં છો.

[ વિભૂતિ સુકુમારી સામું શીર નમાવે છે.

પલ્લવી પ્રણામ કરે છે. ]

પલ્લવી

સુકુબ્હેન, મારી કીર્તિબહેન મને સાંભરતી નથીઃ પણ એનાં હેત પણ આવાં ન હોત.

સુકુમારી

પીલુ બેટા, મારે તો જેવી વસુ, એવી તું.

વિભૂતિ

સાચું, સુકુબ્હેન.

[ વત્સલા આવી ચડે છે. ]

વત્સલા

તમે બધાં કેવાં છો ? મને જ ભૂલી ગયાં ?

સુકુમારી

ના, બેટા. હું તને હમણાં બોલાવવા આવતી હતી.

( વત્સલા સુકુમારીના ખોળે ચડી બેસે છે. )

વત્સલા

પીલુ, વિભૂતિભાઈને આજે શું થયું છે ? કાંઇ બોલતા જ નથી !

સુકુમારી

(હસી પડતી) હવે કોનું કેવું ચિત્ર દોરવું; એની કલ્પના કરતા હશે..

( વિભૂતિ અને પલ્લવી મલકે છે. )

(ખોળામાંથી ઉતારી) વસુ, ચાલ બહાર બેસીએ.

વત્સલા

ચાલ, પીલુ. ચાલો વિભૂતિભાઇ.

સુકુમારી

એ બે ભલે અહીં બેઠાં. પછી એ લોક બહાર બેસશે અને આપણે અંદર આવીશું.

વત્સલા

(કુદી) સુકુબહેન, તમે બરાબર વારા કાઢયા!

( સુકુમારી અને વત્સલા બહાર જાય છે. પણ એ પહેલાં સુકુમારી વિભૂતિ સામી વીજળીવેગી પણ હૃદયવેધક નજર નાંખી લે છે.

પલ્લવી એ જોયું નજોયું કરે છે. )

વિભૂતિ

(મનમાં) દંભની પીડા કાંઇ જેવી તેવી છે?

પલ્લવી

તમે મનમાં મુંઝાતા કાં હશો ?

વિભૂતિ

(નીચી નજરે) તમને નિરાશ કર્યાં હતાં તે પ્રસંગ સાંભરે છે અને હૃદયને દુઃખ થાય છે.

પલ્લવી

એતું હવે શું ?

વિભૂતિ

(હોંશમાં આવી) તમે એટલી સરલતાથી મને માફ કરી શકો છો ?

(વિભૂતિ પલ્લવીની અડોઅડ જઈ બેસે છે. પાંચ આંગળામાં પલ્લવીનું મોં લઇ, પલ્લવીના ગાલ અને પોતાના હોઠ વચ્ચેનું અંતર ઓછું કરવા લાગે છે.

અંતર નાશ પામે એ પહેલાં પલ્લવી મોં પાછું ખેંચી લે છે.)

પ્રિય પલ્લવી !

પલ્લવી

પ્રિયા ખરી. પણ એને એક હકીકત કહેવી છે તે આપ સાંભળશો ને ?

વિભૂતિ

કેમ નહિ ?

પલ્લવી

(નિર્મળ શાન્તિથી) હકીકત એટલી જ છે કે સુકુબહેનની અને આપની આજની સંતલસ મેં આખી સાંભળી છે.

[ વિભૂતિ દિગ્મૂઢ બને છે. ]

અને તો યે પલ્લવી વિભુતિને પરણે છે—કારણ ?—કારણ પલ્લવીને તો વિભુતિની કલાને પોતાના જીવનમાં વણવી હતી. જીવનને કલામય અને કલાને જીવનમય કરવાના એને કોડ હતા. આખર પણ જીવનમાં કલા અને કલામાં જીવન ઓતપ્રોત થયાં એમાં જ એનું જીવન સાફલ્ય છે.

[ વિભૂતિ પલ્લવીને નવતર દૃષ્ટિથી નિહાળે છે. એ દૃષ્ટિમાં આશ્ચર્યનો આનંદ વરવરતો હોય છે. ]

(હસી હસી) હવે બોલો. તમારી પ્રિયતમાને તમે શું કહેતા–કરતા હતા ?

[ વિભૂતિ પલ્લવીને વીંટાઈ વળે છે. ]

વિભૂતિ

મારી જીવનકલા !

[ વિભૂતિ પલ્લવીને પહેલવહેલું ચુંબન લે છે અને દે છે. ]

29534